# આરસીના ભીતરમાં

વિનોદિની નીલકંઠ



ગૂર્જર • ગ્રંથરત્ન • કાર્યાલય : અમદાવાદ.

# આરસીના ભીતરમાં

લેખિકા:

વિનોદિની નીલકંઠ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

૧-૪-૦

## અર્પણ

આરસીના ભીતરમાં ડોકીઉં કરવાનો
જેનો સૌથી પહેલો અધિકાર છે,
તે પ્રિયતમ મિત્રને.

વિનોદિની

# પ્રસ્તાવના

**મા**ણસના કોઈ પણ કૃત્યને **સં**પૂર્ણ સ્વતંત્ર તો નજ કહી શકાય.

સૂર્યના તડકામાં આરસીને મૂકીએ તો આરસીમાંથી મેઘધનુષના રંગ નીકળે છે. તેજ પ્રમાણે આપણી આસપાસના વાતાવરણ, અનુભવ અને વાચનનો પ્રકાશ આપણાં મનની આરસી ઉપર પડવાથી તેમાંથી પણ અભિનવ ચિત્રો ખડાં થાય છે, મારા મનની આરસીના ભીતરમાંથી જે કાંઈ ઉત્પન્ન થયું તે આ પુસ્તકમાં એકઠું કરીને મૂક્યું છે.

મારા પ્રથમ પુસ્તક 'રસદ્વાર' ને બહાર પડે ઘણાં વર્ષ થઈ ગયાં, ત્યાર પછી બીજું કાંઈ ન લખવા બદલ, ઘણાં મિત્રોએ જાહેરમાં, તેમજ ખાનગીમાં મારી સામે ફરીઆદ કરી છે, મારા આળસ માટે ઠપકો પણ આપ્યો છે; પરન્તુ કોઈની ફરીઆદ અથવા ઠપકાથી ડરી જઈ કામ કરે, એ પ્રકારનું મારા મનનું બંધારણ જ નથી. જ્યારે લખવાની પ્રેરણા આવે છે, ત્યારે હજાર કામ પડતાં મૂકીને પણ લખી જ નાંખવું પડે છે; અને જ્યારે તેવી પ્રેરણા થતી નથી, ત્યારે ઘણીએ નવરાશ હોય, ઘણીએ ઇચ્છા હોય, તો પણ નથી જ લખાતું.

આ પુસ્તકમાનાં કેટલાક લેખો ઘણા વર્ષો ઉપર લખાયલા છે; કેટલાક થોડા માસ પહેલાં જ લખેલા છે; પરન્તુ એવો કાંઈ પણ ક્રમ સાચવ્યા વગર ગમેતેમજ તે ગોઠવી દીધા છે. 'રસદ્વાર' ની માફક આ પુસ્તક પણ, નથી બાળકો માટે કે નથી મોટી ઉમ્મરનાં માટે, તેથી બધી ઉમ્મરનાંને પોતાને ગમે તેવું કાંઈનું કાંઈ આમાંથી મળી આવશે, એવી આશા રાખું છું.

**વિનોદિની નીલકંઠ**

# અનુક્રમણિકા

# પરાકાષ્ઠા

**જ્યારે** મેં જમના નદીને કિનારે બાલચંદ્રના ઝાંખા તેજમાં, મૂર્તિમાન સૌન્દર્યસમા તાજમહાલને જોયો, ત્યારે મારા હૃદયમાં એવા અકથ્ય ભાવો ઊભરાયા હતા, કે મને લાગેલું કે આથી વધારે લાગણી કદી ઉદ્‌ભવી જ ન શકે !

પરન્તુ જ્યારે હિમાલયનાં બરફથી છવાઈ ગયેલાં શિખરોની હારમાળાની વચમાંની ખીણોમાં ફેલાયેલાં કાશ્મીરનાં ફૂલખેતરો તથા ફૂલવનો મેં જોયાં, ત્યારે મારા મનમાં એવા તો અવર્ણનીય ભાવો ઉત્પન્ન થઈ આવ્યા, કે મને લાગ્યું કે લાગણીના ઊભરાની આ આખરી સીમા જ હશે.

પણ જ્યારે મેં નાયેગરાના ધોધનું ભવ્ય અને ગંભીર સૌંદર્ય અખૂટ પાણી સાથે વહેતું જોયું, જ્યારે મેં જાપાનમાં પરોઢના સ્વપ્ન જેવા ધુમ્મસથી અર્ધઢાંક્યા અને સુંદરતાના અવધિસમા ફુજીયામા પર્વતનાં દર્શન કર્યાં; ત્યારે મને સમજાયું કે સૌન્દર્યનાં દર્શનથી જે લાગણીઓ હૃદયમાં ઊભરાઈ આવે છે, તેનું માપ કાઢવું મિથ્યા છે.

છતાં તે લાગણીની પરાકાષ્ઠા પામવાની મને હોંસ રહી જ હતી. જ્યારે નિઃસ્વાર્થ સ્વર્ગીય પ્રેમની મૂર્તિનાં મને સાક્ષાત્ દર્શન થયાં, ત્યારે મેં સાચે જ માન્યું હતું કે જે પરાકાષ્ઠા હું શોધતી હતી, તે મને મળી રહી છે.

પરન્તુ, જ્યારે નાનકડા હાથપગ હવામાં ઉછાળતા, સોનેરી વાંકડિયા વાળવાળા, અને મોગરાના ફૂલના ઢગલા જેવા, સુકોમળ મારા બાળકને મેં મારા ખોળામાં લીધો, ત્યારે જ મને સમજણ પડી ગઈ કે હૃદયની લાગણીની પરાકાષ્ઠા અનુભવવા, જગતમાં દેશપરદેશ રખડવું વૃથા છે. નિઃસીમ આનન્દની આ અણમૂલ પરાકાષ્ઠાનો અનુભવ કુદરતે કેટલો સુલભ બનાવ્યો છે !

# આરસીના ભીતરમાં

"રાતે માથું હોળીએ, તો પરમેશ્વરની થાળીમાં વાળ પડે." નાનપણમાં આ વાત બહુજ વાર સાંભળેલી, પણ એ અજ્ઞાન અવસ્થામાં પણ એ વાત માન્યામાં આવતી નહોતી.

જરા સમજણ આવ્યા પછી ખાસ અખતરો કરી જોવા માટે જ હું રાતે માથું હોળતી, વાળ ભેગા કરી એક કાગળના પડીકામાં ભરી નીચે નાખતી. સવારના પહોરમાં અમારી મોતલી ઝાડુ કાઢવા આવતી ત્યારે એ કાગળનું પડીકું ઉપાડી જતી—એ વાળ પરમેશ્વરને ત્યાં શી રીતે જાય? પછી તો એવી ટેવ જ પડી ગઈ કે રાતે માથું હોળ્યા વગર ઊંઘ જ ના આવે!

એક રાત્રે હું આરસીવાળા ટેબલ સામે બેઠી બેઠી માથું હોળતી હતી. ઊંઘ ખૂબ આવતી હતી, પણ સાથે સાથે આરસી, ઝાડુ વાળનાર મોતલી વગેરેના વિચારો પણ આવતા હતા, ને— આરસીમાં દેખાતી મારી આંખો વિશે પણ હું છેક જ બેધ્યાન નહોતી. ત્યાં તો મારી આંખો મારી પાસે આવી મને પૂછવા લાગી "તમે થોડો સમય રજા આપો તો આરસીના ભીતરમાં જવું છે." મેં કહ્યું, "જાઓને, તમે જશો તો જોવાનું તો મને જ મળશેને?"

અંદર તો મોટો વિશાળ ઓરડો હતો. ભીંત તો જાતજાતનાં દર્પણોથી ભરચક હતી. છત પણ આરસીની, જમીન પણ આરસીની,

ભીંતો પણ એની જ! તે ઓરડાના એક ખૂણામાં આરસીબાઈ પોતે બેઠેલાં હતાં. મારી આંખોએ ત્યાં જઈ તેમને નમસ્કાર કર્યા, પણ આરસીબાઈને શું અભિમાન! સામા નમસ્કારે ન કર્યા! તો પણ આંખો તો અપમાન ગળી જઈ સામી બેઠી. કાંઈ વાત કરવી જોઈએ એમ ધારી જમણી આંખ બોલી, "તમારા ઘરમાં કેટલું અજવાળું, કેટલો ચળકાટ છે!"

આરસીબાઈ હોઠ મચકોડીને બોલ્યાં, "અમારા મૂળ વતનમાં તો એટલું તેજ, એટલો પ્રકાશ હતો કે અહીં તો મને જરાએ નથી ગમતું."

આંખે પૂછ્યું, "તમારું વતન કયું?"

આરસી ગર્વથી બોલી, "સૂર્યલોકમાં મારો જન્મ થએલો. મારું બાળપણ ત્યાં જ પસાર થએલું."

ડાબી આંખે પૂછ્યું, "ત્યાં કોણ કોણ હતું? તમે શું કરતાં? જરા વાત તો કરો."

આરસી બોલી, "ત્યાં કોણ નહોતું એમ પૂછોને! તારાઓ, સૂર્યદેવ, ચન્દ્રમા, બધાં જ સાથે રહેતાં. સૂર્યદેવ અમારો રાજા, ચન્દ્રમા અમારી રાણી ને તારાઓ રાજકુમારો."

આંખે પૂછ્યું, "તમે રાજકુમારી હતાં?" આરસી સહેજ વીલી પડી ગઈ અને બોલી, "ના, હું તો ત્યાં ઝાડુ મારનાર હતી. મારું નામ આરસી હતું." મારી આંખોને તો આ સાંભળી ખૂબ હસવું આવ્યું. ડાબી આંખે જમણી તરફ જોઈ જરા મટકું માર્યું, ને તે બબડી, "ઓય મા! છે તો ઝાડુ વાળનારી, પણ તનમનાટ કેટલો છે!!"

આરસીબાઈએ તો પોતાની વાત આગળ ચલાવી: "આખા પ્રદેશમાં ચન્દ્રમાને બાદ કરતાં, હું જ એકલી સ્ત્રી હતી; વળી હું રૂપાળી પણ ઠીક હતી; તેથી બધાજ તારકકુમારોની હું માનીતી હતી. એક દિવસ રાજકુમારો આકાશગંગામાં સ્નાન કરતા હતા—હું નદીકિનારે મારું કામ કરતી હતી—"

મારી આંખે પૂછ્યું, "શું કામ?"

આરસી જરા મોઢું લગાડી બોલી, "ઘડી ઘડી એની એ વાત પૂછી મને શરમાવવા માંગો છો? કહ્યું નહિ કે મારું કામ ઝાડુ વાળવાનું હતું?"

આંખો કહે, "ઠીક, ઠીક, પછી?"

આરસીએ આગળ ચલાવ્યું, "નાહીધોઈને મંગલકુમાર બહાર નીકળ્યો. તે એટલો સુંદર દેખાતો હતો કે હું તો આંખો ફાડીને જોઈ જ રહી. કુમાર મારા ચહેરા ઉપરથી સમજી ગયો કે પોતે બહુ જ સુંદર દેખાય છે. પછી તો રોજ સવારે એ રાજકુમાર કપડાં પહેરી મારી પાસે આવે, ને હું કાંઈ બોલું નહિ, તોપણ મારા મોંના ભાવ ઉપરથી જ પોતે કેવો દેખાય છે તે સમજી જાય. મારા મનમાં તો એમ જ આવ્યું કે મંગળ મારી સાથે પ્રેમમાં પડ્યો છે, ને હું તો બહુ આનંદમાં દિવસો વીતાવવા લાગી.

"એવામાં એક દિવસ સ્વર્ગલોકમાંથી એક દેવકન્યાના સ્વયંવર માટે તારકકુમારોને આમંત્રણ આવ્યું. બધા કુમારો ઊલટથી ત્યાં જવાની તૈયારી કરતા હતા. મંગળકુમાર પણ જવાનો હતો, તે જોઈ શનિકુમારે જરા મશ્કરીમાં કહ્યું, "પેલી ઝાડુવાળનારીનો કંટાળો આવ્યો, તે દેવકન્યાને પરણવા તૈયાર થયો છે?" મંગલે પણ હસીને જવાબ દીધો, "અરે, એ આરસીમાં તો એવી અજબ શક્તિ છે કે આપણે એના મોંઢા તરફ જોઈએ કે તરત આપણે કેવા દેખાઈએ છીએ તે જણાઈ આવે, તેથી હું રોજ એની સામે જઈને ઊભો રહું છું. બાકી મારે ને એને શું લાગેવળગે?" આ સાંભળી બધા રાજકુમારો જોરથી હસવા મંડ્યા. હું છાનીમાની આ વાતચીત સાંભળતી હતી. મને તો બહુ જ ખરાબ લાગ્યું.

"બીજે દિવસે બધા રાજકુમારો સુંદરમાં સુંદર વસ્ત્રાલંકારો સજી સ્વર્ગલોકમાં જવા તૈયાર થયા. મેં તો મારું મોંઢું ઘૂમટામાં

છુપાવી દીધું હતું, અને નીચું જોઇ હું વાસીદું વાળતી હતી. ત્યાં તો હસતો હસતો મંગલ મારી પાસે આવ્યો, ને પૂછવા લાગ્યો, "કેમ આરસીબાઇ, દેવકન્યાને ગમે એવું મારું રૂપ છે કે?" મેં તો કાંઇપણ બોલ્યા વગર ગુસ્સામાં મોં ફેરવી દીધું. કુમાર મારી પાછળ આવ્યો ને કહેવા લાગ્યો "બોલશો નહિ, પણ ઘૂંઘટ ખોલી જરા મારા તરફ નજર તો કરો!" હું તો ખૂબ ગુસ્સે થઈને બોલી, "હું કાંઇ તમારી ગુલામ નથી; રોજરોજ તમે કેવા દેખાવ છો, તે કહેવાનો મને બહુ જ કંટાળો આવે છે." રાજકુમારનું કોઈએ કદી આવું અપમાન કરેલું નહિ, એટલે એને તો ખૂબ જ ગુસ્સો ચડ્યો; એણે મને શાપ દીધો, 'જા, તું હવે સૂર્યલોકમાં રહી શકીશ નહિ, તારે મૃત્યુલોકમાં રહેવું પડશે, અને ત્યાંના લોકો તને,' કહેને આરસી, મારું રૂપ કેવું છે?" એજ સવાલ હરહંમેશ પૂછયા કરશે, અને તારે વાચા પણ નહિ રહે, એટલે મારી સામે આજે બોલી છે, એવું ત્યાં બોલાશે પણ નહિ."

આટલી વાત કરતાં કરતાં આરસીબાઈની આંખો આંસુથી ભરાઈ ગઈ, પછી તે બોલ્યાં. "તે દિવસથી આ પૃથ્વી ઉપર દુઃખે પાપે દિવસો વીતાવું છું. માર કામનો મને બહુ જ કંટાળો આવી ગયો છે, પણ શું થાય? આસપાસના ઓરડાઓમાં નજર કરશો તો દુનિયાના લોકો મને કેટલો ત્રાસ આપે છે, તેનો ખ્યાલ આવશે."

પછી આરસીબાઈ બન્ને આંખોને આખો મહેલ દેખાડવા નીકળ્યાં. એક વિશાળ ખંડની ભીંતમાં મોટો અરીસો જડેલો હતો, તેની સામે સોનાના બાજઠ ઉપર એક રૂપવતી કુમારિકા બેઠી હતી, પાછળ એની દાસી ઊભી ઊભી કુમારિકાના વાળ હોળતી હતી. મારી આંખો સમજી ગઈ; આ તો—

"બેઠી દમયંતી શીશ ગુંથાવા,
સ્વયંવરને સાંતરી થાવા.

સામી ભીંતમાં જડી છે ખાપ,
વણુધરે દીસે છે આપ."

બીજા ઓરડામાં એક પુરુષ આરસી સામે બેસી હજામત કરતો હતો. આરસીબાઈ બોલ્યાં,

"આ સૌથી વધારે અપમાનકારક લાગે છે, અને આ તો આખી પૃથ્વી ઉપરનો રોજ સવારનો નિયમિત કાર્યક્રમ છે. 'બો-બોને આરસીબાઇ, હું ઠીક દેખાઉં છું ને?' એ વાક્ય સાંભળી સાંભળીને હું ત્રાસ પામી ગઈ છું. કોણ જાણે મારા દુઃખનો અન્ત ક્યારે આવશે?"

મારી આંખોને હવે બિચારી આરસીની દયા આવી; તેમણે પૂછ્યું, "રાત્રે તો જરા આરામ મળતો હશે ને?........"

*

"આ શું! હજી બે મિનિટ ઉપર તો માથું હોળતી હતી, ને એટલામાં ટેબલ ઉપર માથું નાંખીને ભર ઊંઘમાં પડી ગઈ છે!"

મોટીબહેન ઓરડામાં દાખલ થઇ હસતાં હસતાં બોલ્યાં. હું ચમકીને જાગી ગઈ. તરત મારી નજર સામેની આરસી ઉપર પડી. આરસીની અંદર દેખાતી મારી આંખો સાથે, મારી પોતાની આંખો મળી, અને અમે—હું ને મારો આરસીમાંનો પડછાયો—છાનાંમાનાં હસ્યાં.

## સદ્‌ભાગ્યે

"કૈલાસબહેન, માસ્તર આવવાના હશે તો કાંઈ એટલે વાટ જોઈ બેસી રહ્યાથી થોડા જ વહેલા આવશે? ઊઠો, આજે તો વરસાદ પણ કેવો અંધાર્યો છે!" કૈલાસની પડોશણ બોલી, પણ કૈલાસની નજર દૂરથી આવતા ટાંગાના ઝાંખા જણાતા દીવા તરફ હતી.

ગામમાં એક જ ટાંગો હતો. ટાંગાવાળો પરતાપ દરરોજ સંધ્યાકાળે ટાંગો સ્ટેશન ઉપર લઈ જતો. ગામથી સ્ટેશન લગભગ બે માઈલ દૂર હતું. આખા દિવસમાં એ સ્ટેશનેથી એક ગાડી સવારે જતી, અને એક સાંજે આવતી. પરતાપના ટાંગાને ઝાઝા ઉતારુઓ ભાગ્યે જ મળતા.

ટાંગો કૈલાસના ઘર આગળ આવ્યો, ત્યારે વરસાદ શરૂ થઈ ગયો હતો. ચોમાસાની શરૂઆત હતી. વીજળીઓ ચમકારા મારતી હતી. કૈલાસે બૂમ પાડી, "પરતાપભાઈ, માસ્તરસાહેબ ગાડીએથી નથી ઊતર્યા?" પણ કૈલાસના અવાજને પવનનો સુસવાટો બીજી જ દિશામાં ખેંચી ગયો. પરતાપની ગાડી ચાલી ગઈ.

કૈલાસનો પતિ ગામની નિશાળનો માસ્તર હતો. ગામમાં માસ્તરની આબરૂ સારી હતી. પગાર ટૂંકો પણ ગામડાગામમાં ખરચ થોડું, તેથી માસ્તર પણ ઠીક મોભામાં રહેતા. માસ્તરની સ્ત્રી કૈલાસે નાનપણમાં સાત ગોરો કરી હતી, કે જેથી સારો વર મળે. માસ્તરને પણ

કૈલાસ વગર ચાલતું નહિ, માસ્તરની મા નાનપણમાં મરી ગએલી, બહેન હતી જ નહિ, તેથી કૈલાસે પત્ની ઉપરાંત મા તથા બહેનનો બોજો પણ ઉપાડી લીધો હતો. માસ્તરની બદલી એક મહિના માટે બીજે ગામ થઈ. ચોમાસાના દિવસ, તેથી માસ્તર એકલા જ તે ગામ ગયા. કૈલાસે ઘરવાખરો ઉપાડી થોડા દિવસ માટે નકામું ન જવું, એમ નક્કી થયું. મહિનો પૂરો થવા આવ્યો હતો. કૈલાસ દરરોજ સંધ્યાકાળે માસ્તરની રાહ જોતી.

વરસાદ ચાલુ જ હતો. અંધારી રાત્રે મન ચિન્તાગ્રસ્ત હોય ત્યારે વરસાદ જેવું કંટાળાભરેલું કાંઈ નથી લાગતું. કૈલાસના મનમાં આજે એકાએક અમંગળ શંકાઓ થવા લાગી. માસ્તર ગયા ત્યારથી તે એકટાણું કરતી, એટલે સાંજે ખાવાની પંચાત ન હતી. વળી માસ્તર ગયા ત્યારે એણે વિચિત્ર વ્રત લીધું હતું. માસ્તરને જવાને દિવસે સવારના પહોરમાં તે દેવદર્શને ગઈ હતી, ત્યાં મહાદેવ સમક્ષ એણે પ્રતિજ્ઞા લીધી, "હે ભગવાન, એ જેવા જાય છે, તેવા સાજાતાજા પાછા આવશે, ત્યારે જ તમને ફરી યાદ કરીશ." તેથી હાલ કૈલાસનું મંદિર જવું પણ બંધ હતું. તેનો આખો દિવસ કેમે કરતાં જતો નહિ. ખરી વાત એ હતી કે માસ્તર ગામમાં હોય ત્યારે પણ બપોરે તો નિશાળ ભણાવતા, સાંજે ઓળખીતાઓને ઘેર વાતો કરવા જતા, કૈલાસ તો ઘણુંખરું એકલી જ હોય—પણ માસ્તર કૈલાસ ઉપર બહુ પ્રીતિ રાખતા, પંદર વરસ થયાં પરણ્યા પછી આજ પહેલી જ વાર માસ્તર કૈલાસને મૂકીને ગયા હતા, અને તેથી જ કૈલાસને એકલું રહેવું બહુ વસમું લાગતું હતું.

આજે કૈલાસ પથારીમાં પડી હતી, પણ ઊંઘ નહોતી આવતી. તેને જૂના નાનપણના દિવસો સાંભરી આવ્યા. કૈલાસે ગોરો કરવા માંડી ત્યારે તેના મામાએ હસતાં હસતાં પૂછેલું, "શા માટે ગોરો કરે છે, કૈલાસ?" કૈલાસે બીજી છોકરીઓ માફક શરમાઈ જવાને બદલે કેવી હિંમતથી જવાબ દીધેલો, "સારો વર મળે માટે!" ને

ખરેખર જ કૈલાસને માસ્તર જેવું સારું બીજું કોણ મળ્યું હોત ? લગ્નને થોડાં વર્ષ વીત્યાં, પણ જ્યારે કૈલાસને 'સારો દહાડો' ન આવ્યો, ત્યારે તેણે અનેક વ્રત આદર્યાં, અને પૂરાં કર્યાં; પણ હજી પંદર વર્ષ પછી પણ માસ્તરનું ઘર ઘોડીઆ વિનાનું જ હતું. આ સર્વ વિચારો અત્યારે–ચોમાસાની એકાન્ત રાતે કૈલાસના મનમાંથી પસાર થતા હતા. એવામાં એકાએક એક નવો વિચાર આવ્યો. નાનપણમાં સારો વર મળે માટે ગોરોનું વરત કર્યું, છોકરાં મેળવવા તો ઘણાં ફાંફાં માર્યાં, પણ માસ્તરના આવરદા માટે, પોતાના સૌભાગ્ય માટે, પંદર વરસમાં કાંઇ વરત કર્યાં નહોતાં..........

આકાશમાં જોરથી કડાકો થયો. વરસાદ અને પવન જાણે ગાંડા થઇ, એકબીજાની હરીફાઇમાં ઊતર્યાં હતા, અને બેમાંથી એકે ઝટ થાકે એમ જણાતું નહોતું. તે આખી રાત કૈલાસે પાસાં ફેરવી જેમતેમ પસાર કરી. પરોઢમાં તેની આંખ સહેજ મળી ત્યાં તેણે સ્વપ્નું જોયું.

પોતે જાણે પૂનમને દિવસે સૌભાગ્યનું વ્રત કરે છે—પૂજાનો થાળ લઇ જતાં, સ્વપ્નામાં તેણે એક કાળો પડછાયો જોયો. કૈલાસ પડછાયાથી દૂર જવા જાય, પણ જાણે તે કાળા પડછાયાની આગળ તેનાથી નીકળી જવાય જ નહિ...કોઇનો અવાજ સંભળાયો કે "જો પડછાયામાંથી પાણીનાં ટીપાં પૂજાના થાળ ઉપર પડે તો બિચારી કૈલાસનું આવી જ બને." આ સાંભળી કૈલાસ ઝટઝટ પોતાની સાડીનો પાલવ થાળ ઉપર ઢાંકવા જતી હતી, ત્યાં હાથ ઉપર અને થાળમાં પાણીનાં ટીપાં પડયાં. એકાએક ચીસ પાડી કૈલાસ ઝબકીને જાગી ઊઠી; સવારનું અજવાળું થઇ ગયું હતું. વરસાદ હજી જોસબંધ પડયા કરતો હતો. પવનનું જોર જરા ઘટયું હતું. કૈલાસનો જમણો હાથ તથા સાડીનો પાલવ પલળી ગયો હતો.

ક્યાં સુધી તો સ્વપ્નાથી છળી ગએલી કૈલાસ મૂઢ બની, બેસી જ રહી. કેવું કારમું સ્વપ્નું, ને વળી પરોઢમાં જ આવ્યું ! કૈલાસે જરા

સ્વસ્થ થયા પછી મહાદેવમાં જવાનો વિચાર કર્યો, પણ વળી તરત યાદ આવ્યું, "હે ભગવાન, જેવા એ જાય છે, તેવા જ સાજાતાજા પાછા આવશે, ત્યારે જ તમને ફરી યાદ કરીશ." પોતાના જ શબ્દો! મહાદેવના મંદિરમાં જ બોલાયેલા! હાય! ત્યારે ભગવાનને યાદ પણ કેમ કરાય? ભગવાનનું નામ લીધા વગર મનને ટાઢક પણ કેમ વળશે? આ વિચારે કૈલાસના મગજને ગુંચવી નાખ્યું.

રાતના વરસાદ અને ભેજને લીધે કૈલાસને જરા શરદી થઇ હતી. માથું ભારે ભારે લાગતું હતું, પણ બીજે દિવસે સવારે તેના નિત્યક્રમમાં કાંઈ ફેર ન પડ્યો. સ્નાન કર્યું, કપડાં ધોયાં, જમવાની રુચિ ન થઇ, તેથી રસોઈ જ ન બનાવી. પછી શું કરવું? આખો દિવસ સવાર, બપોર, સાંજ કેમ પસાર થશે? તેને વાંચતાં કે લખતાં આવડતું નહિ. બપોરની બેઘડી પડોશમાં બેસવા ઊઠવામાં જાય, પણ બધાંને તો ઘરમાં કામ હોય, કૈલાસ જેવું નવરું કોઇ નહોતું. જશોદાના છોકરાને કમળો થએલો હતો; ભક્તિ ડોસી પોતે જ તાવે પડેલાં હતાં; પૂનીની મા વર સાથે કજીઓ કરી પિયર ચાલી ગઇ હતી. બધાં જ પોતપોતાના સંસારચક્રમાં ગુંથાયલાં હતાં.

વળી સાંજ પડવા આવી.

કૈલાસના હાથપગ કળતા હતા. માથું ફાટતું હતું. છતાં તે ગાડીની વાટ જોઇ ઓટલે બેઠી. 'આજ તો આવવા જ જોઈએ—' એટલા જ શબ્દો મગજમાં ઘૂંટાતા હતા. સંધ્યાકાળ થઈ, હજી વરસાદ ચાલુ જ હતો. ગામડાના રસ્તા પાણીમાં ડૂબી ગયા જેવા દેખાતા હતા. આવો વરસાદ ચાલુ રહેશે તો ગામનું તળાવ ફાટશે, એમ લોકોને ભય હતો.

સંધ્યાનું અંધારું વધ્યું. પરતાપની ગાડી આજે સ્ટેશન તરફ ગઈ જ નહોતી. કૈલાસ ઓટલેથી ઊતરી, ધોધમાર વરસાદમાં પલળતી પરતાપને ઘેર ગઇ, "કેમ રૂપાળી બહેન, આજે મારાભાઈ સ્ટેશને નથી ગયા?" તેણે પરતાપની સાચે જ રૂપાળી સ્ત્રી, રૂપાળીને પૂછ્યું. રૂપાળી

સ્વભાવે તેજ હતી, તેથી ગામમાં કોઈ સાથે તેને ઝાઝું બનતું નહિ. તેણે ટૂંકમાં જ જવાબ દીધો: "રસ્તા ઉપર ટાંગો જાય એમ જ નથી —આજ તો એ જાય તોયે હું જવા જ ન દઉં."

કૈલાસ ઘેર આવી. ઘર સુધી માંડ ચલાયું, પછી ચક્કર આવી ગયાં. તે થોડીવાર પડી રહી, પછી ભીનાં કપડાં બદલ્યાં, જરા ગરમ ચા બનાવી પી લીધી. તેનાથી તેને જરા તેજી આવી, વળી તે ઓટલે આવી બેઠી. પડોશણે સામે ઘેરથી બૂમ પાડી—"આ શી ઘેલછા, કૈલાસબહેન, ઘરમાં જઈને સુઈ જાવ, આવશે તો ઘર ક્યાં નથી જોયું? ઘણાએ બારણું ઠોકશે." બોલનારીના ઘરભણી કૈલાસ એકીટસે જોઈ રહી, પણ એના મગજમાં જાણે કશું ઊતર્યું નહિ. તે રાત્રે કૈલાસને જોરમાં તાવ આવ્યો. માથું તો જાણે ભારે સીસાનું કે લોખંડનું બની ગયું. છતાં તેણે બીજી સવારે રસોઇ કરી થોડું ખાઈ લીધું. બપોર ગઈ, સાંજ પડી, તે વળી ઓટલે જઈ બેઠી. વરસાદ થંભ્યો હતો, પણ એ દિવસથી સૂરજનાં દર્શન થયાં નહોતાં. હવામાં ભેજ અતિશય હતો. આકાશ હજી કાળાં ભમ્મર વાદળાંથી ઢંકાયલું જ હતું. કૈલાસના મનમાં એ જ વાતની અકળામણ હતી. સૌભાગ્યનું વરત કાંઈ નહોતું થયું, અને ભૂંડું સ્વપ્નું સવારના પહોરમાં આવ્યું. બીજું ભગવાનનું નામ ન લેવાની પ્રતિજ્ઞા શા સારુ લીધી? અત્યારે તેના વગર કોનો આશરો હતો?

આ પ્રમાણે પાંચ દિવસ વરસાદની હેલી ચાલી. કૈલાસનું મગજ તાવ, ચિન્તા અને વહેમને લીધે શૂન્ય બની ગયું હતું. છઠ્ઠે દહાડે બપોરે ભક્તિબાને શરીરે તેલ ચોળતાં જશોદાએ કહ્યું, "કાકી, સાચું કહું છું, આ માસ્તરની વહુનું મગજ ખસી ગયું છે. આખો દહાડો ઓટલે બેસી રહે છે. સાંજની ગાડીની રાહ સવારથી જોવા માંડે છે! મેં કહ્યું "ભલી માણસ, ઘીનો દીવો કરી કાંઈ પાઠ કર, બાધા રાખ, માળા ફેરવ, ભગવાનનું નામ લે, તો તારો વખત પણ

જશે—ત્યારે માનશો, કાકી? ગાંડા જેવી હસી ને મારા મોં સામે ટગર ટગર જોઈ રહી, પછી મને કહે છે, "ભગવાનનું નામ લેતાં હું પાપમાં પડું..." કાકી સાંભળ્યું છે કે ચારેકોર ફરતાં ગામોમાં રેલ આવી છે. આપણું ગામ જરા ટેકરા ઉપર છે, તેમાં બચી ગયું છે, બાકી બીજે બધે તો ઢોર–ઢાંખર, ઘરવખરો ને માણસો પણ તણાઈ ગયાની વાતો આજે પરશોતમની મા કરતી હતી. એનો દીકરો આજે જ શહેરમાંથી આવ્યો. કહે છે છાપામાં બધી ખબર આવી છે."

કૈલાસનો તાવ ખૂબ વધ્યો. મગજ ઉપર અસર થઈ; લવારીમાં તે ગમે તે બબડયા કરતી. એમ કરતાં બીજા ત્રણ દિવસ વીત્યા. માસ્તરનો હજી પત્તો નહોતો. આખરે વાદળાં વીખેરાયાં, તડકો નીકળ્યો. કૈલાસ ગરમ કામળો ઓઢી ઓટલે આવી બેઠી. તેની નજર સડક ઉપર જ હતી. હવે તે કોઇ સાથે બોલતી નહિ. તેની આંખો કોઇ વિચિત્ર તેજથી ચળકતી હતી. પડોશણોએ પણ તેને બોલાવવાનું બંધ કર્યું હતું. માત્ર દરરોજ સમી સાંજે પરતાપનો ટાંગો પાછો વળતો ત્યારે તે બૂમ પાડતી, "પરતાપભાઇ, માસ્તર સાહેબ ગાડીએથી નથી ઊતર્યા?"

શહેરનાં છાપાંઓમાં આખા જિલ્લાના રેલસંકટની વાતો છપાઈ હતી: "ઢોરઢાંખર ઘણી જગાએ તણાઈ ગયાં છે, પણ માણસના જાનની ખુવારી થઈ નથી. ફક્ત એક જગાએ ગરનાળું તૂટી જવાથી થોડા માણસો નદીમાં પડયા હતા, તેમાં પણ સદ્ભાગ્યે, એક ગામડાના એક મહેતાજી સિવાય બીજા બધા બચી ગયા છે."

# સાબરમતીનાં પૂર

**મધરાતના** મારા સ્વપ્નમાં ભંગાણ પડ્યું. સાગર જેવો ઘુઘવાટ કાને પડતાં હું પથારીમાંથી બેઠી થઈ ગઈ. બહાર જઈને જોયું તો સાબરમતીમાં પાણી ચડતું હતું. પરંતુ 'પાણી ચડતું હતું' એ શબ્દો ખરી વસ્તુસ્થિતિના પ્રમાણમાં કેટલા મોળા—ફિક્કા લાગે છે! એ શબ્દોથી નદીના તે વખતના સ્વરૂપનો કદી ખ્યાલ આવી જ ન શકે. શરૂઆતમાં ઊલટતું પૂર જોઇ મને વિચાર આવ્યો કે આ સહસ્ર ઘોડાને રથે ચડી, અતિ વેગવાન ગતિએ સાબરમતી કયા મનોરથની સિદ્ધિને અર્થે દોડી રહી છે? તેના ઘોડાઓને મોઢે કેટલાં ફીણ વળ્યાં હતાં!

ઘોર અંધારી રાત હતી. ઘનસ્યામ વાદળથી નભ છાઇ રહ્યું હતું. વચ્ચેવચ્ચે ઝીણા વરસાદનાં નાનાં ઝપાટાં પડી જતાં હતાં.

ઘોડાઓની હાર પૂરી થતાં અગણિત હાથીઓનું ટોળું જાણે દોડવા માંડ્યું. મદોન્મત્ત હાથીઓ નિરંકુશપણે ધસ્યે જ જતા હતા. રોજની ગરીબડી, વાંકીચૂંકી દેહ ધારતી સાબરમતી આજે કોઈ મહાન સામ્રાજ્ઞીના ઠાઠથી દોડતી હતી. કવિ કાલિદાસે નદીનો ત્વરિત પ્રવાહ જોઈ ગાયું છે કે

**तरंगभ्रूभंगा क्षुभितविहगश्रेणि रसना ।**
**विकर्षन्ति फेनं वसनमिव संरंभशिथिलम् ॥**

પરંતુ આજની સાબરમતીને તે વર્ણન પણ ઊણું પડે. આ તો યુધ્ધે ચઢેલી રણચંડી હતી; દીર્ઘકાળના અસહ્ય વિયોગ પછી પ્રીતમને મળવાની અસંયમિત ઘેલછાથી દોડતી પ્રિયા હતી; સેંકડો વર્ષોની ગુલામી જંજીર તોડી સ્વતંત્રતાને માર્ગે દોડતી સાક્ષાત્ મુક્તિ હતી!

સાબરમતી ક્રોધાવિષ્ટ હતી કે આનંદના અતિરેકથી મત્ત બની હતી? હવે હાથીને બદલે જાણે તેનાં પાણી ઉપર પર્વતો ઊછળવા લાગ્યા! આપણી સાદી, શાંત, સૌમ્ય, ડાહી, દાવકી, ગુજરાતી ગૃહિણીના પ્રતીકરૂપ, નિત્યની સાબરમતી તે જ આ? જે હમેશાં, લાખો માણસોની તરસ છિપાવવાની ચિંતામાં ને ચિંતામાં સુકાઈ જતી સાબરમતી, તેના ઉરમાં પણ આવાં પૂર ચડે ખરાં? જેનામાં લાગણી રૂપી એક પણ મોજું કદી આવતું નથી, તેના હૃદયસાગરમાં આવું ભયાનક તોફાન ઊઠે ખરું? પણ નજર સમક્ષ જે બની રહ્યું છે, તેને વિષે શંકા પણ કેમ આણી શકાય?

પરંતુ સાબરમતી! તું માનવી કરતાં વધુ ભાગ્યશાળી છે. તારા ઉરના આવેગને તું, તારા પ્રવાહને અનેકગણો વધારીને વહેવડાવી શકે છે. પણ અમારા માનવહૃદયમાં જ્યારે આવું જ પૂર ચડે છે ત્યારે તેનું વહન કરાવવા માટે અમારી પાસે તારા જેવો વિશાળ પટ ક્યાં છે?

# જાદુ

"પછી—પછી વળી બીજું તો શું ?" ઉનાળાની રજામાં જયદેવ એનાં માબાપ સાથે દરિયાકિનારે હવા ખાવા ગયો હતો. ત્યાં રોજ દરિયે નાહવાની, છીપ, શંખલા ને પત્થરો ભેગાં કરવાની બધી મઝા તો હતી જ, પણ રજા ખૂટતાં નિશાળે પાછો ફર્યો ત્યારે જયદેવને પોતાના ભાઈબંધો આગળ વાત કરતાં, એ બધી મઝાઓ એકદમ ફિક્કી ને જાણે સુગન્ધ ઊડી ગયેલી ખાલી અત્તરની સીસી જેવી લાગી.

રજાની મઝાઓનું બયાન એણે શરૂ તો ખૂબ ઉત્સાહથી કર્યું, પણ જ્યારે તે બધું પૂરું થયું ત્યારે ભાઈબંધોએ પૂછ્યું, "પછી ?" હવે શું બાકી હતું ? જયદેવે ઝટપટ મનમાં ગણતરી કરી: દરિયે નાહ્યો. એક દિવસ ડૂબી જતાં બચી ગયો (અરે ! જો સાચો જ ડૂબી ગયો હોત, તો કેવી બડાશથી તેની વાત ભાઈબંધો આગળ થાત ?) આ શંખલા ભેગા કર્યા, તેમાં તો મોટું શું ? હવે શું બાકી રહ્યું ? જયદેવને ઘડીભર પોતાનાં માબાપ ઉપર રોષ ચડ્યો; તેમણે કેમ એને વધારે મઝા ન કરાવી !

પણ હવે શું કહેવું—આ લોકો "પછી" પૂછે છે, તેમને કાંઈક તો કહેવું જ પડશેને ? એમ ન સમજશો કે ઘણા કલાકો ઊંડા વિચાર-સાગરમાં જયદેવે ગોથાં ખાધાં હશે.

ના—ના—આ વિચારો તો ભાઈબંધોએ પૂછેલા "પછી" પછી તરત જ વીજળી કરતાં પણ વધારે ઝડપથી તેના મગજમાંથી પસાર થઈ ગયા હતા.

એકાએક તેના મગજ ઉપર અજવાળું પડ્યું. તેની આંખોમાં વિજયનો ચળકાટ આવ્યો. "હા—પછી એક દિવસ જાદુગર આવેલો તેણે આંબાનું ઝાડ ઉગાડેલું, મારા ગજવામાંથી સોનાની ઘડિયાળ કાઢેલી, પોતાની દાઢીમાંથી પાનાનો પેક કાઢેલો--?"

"પણ એવો તો અમારી પોળમાં ઘણીયેવાર આવે છે." એક અદેખો ભાઈબંધ બોલી ઊઠયો: (જો કે એ ભાઈબંધના ગજવામાંથી તો પેલા જાદુગરે કદી સોનાની ઘડિયાળ નહોતી જ કાઢી.) 'પછી'? આતુરતાથી ભાઈબંધો બોલ્યા.

"પછી પથરા" એમ બોલવાનું જયદેવને મન તો થયું, પણ એમ તો બધી બાજી બગડી જાય. "પછી સાંભળો તો ખરા—મને પણ જાદુગરે થોડા સરસ ખેલ શીખવ્યા છે."

જયદેવે વાતમાં રસ આણવા પરિણામનું ભાન રાખ્યા વિના હિંમતભેર તોપ મારી. એકદમ બધા ભાઈબંધોમાં જાણે નવું ચેતન આવ્યું; બધા માનભેર જયદેવ તરફ જોઈ રહ્યા. આત્મસંતોષથી જયદેવે ચારે તરફ જોઈ કહ્યું, "દિલીપના ગજવામાંથી લીંબુ તો હું હમણાં પણ કાઢી શકું, ને નરેન્દ્રની ટોપીમાંથી સસલું કાઢવું, એ તો રમત જેવું ગણાય. બળદેવની મૂઠીમાં આ આખું ટેબલ સમાવી દેવાનું પણ અઘરું નથી, ને માસ્તરના મોઢામાંથી—" કીડી ચાલતી હોય તો પણ અવાજ આવે, એવી શાન્તિ ફેલાઈ રહી હતી. સઘળા છોકરા ઊંચે શ્વાસે સાંભળી રહ્યા હતા, ત્યાં ટણણણણટન... કરતો ઘંટ વાગ્યો. ઘંટ વગાડનાર પટાવાળાને અન્તરથી આશીર્વાદ દેતો જયદેવ વર્ગમાં જઈ બેઠો. પણ એનું મન બેચેન હતું.

અને એનો ભય પણ અસ્થાને તો નહોતો જ. સાંજે પાંચ વાગ્યા

સુધીમાં તો એના જાદુની વાતો લગભગ આખી નિશાળમાં ફેલાઇ ગઇ. કોઇ કહે કે આજે સાંજે એ ખેલ કરી બતાવશે; કોઇ કહે, માસ્તરના માથામાંથી મુરબ્બાની બરણી બનાવશે; ને કોઇ કહે કે નિશાળના મકાનને બાળીને ભસ્મ કરી એ રાખમાંથી બોર બનાવી બધાંને વહેંચશે. કોઇએ વધારે કલ્પના દોડાવી કહ્યું, "તો તો કાલથી પાછી રજા પડશે." ચારે તરફથી નાનકડા વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં જયદેવ તરફ આવતાં હતાં. મોટા છોકરાઓ દૂરથી જયદેવ તરફ તિરસ્કાર ભરી નજર નાંખી પોતાનું કુતૂહલ અન્તરમાં જ શમાવી લઈ, સ્વમાનની લાગણીથી દોરાઇ ઘેર જવા લાગ્યા.

બધાએ જયદેવની આસપાસ આવી ઘેરો ઘાલ્યો; અને 'જાદુ' 'ખેલ,' 'જાદુ,' 'ખેલ'ની બૂમરાણ કરી મૂકી. જયદેવની વ્હારે ભગવાન ધાયા. જયદેવના મગજમાં તેમણે નવો જ વિચાર મૂકયો. જયદેવ બધા છોકરાઓ તરફ જોઇ રોફબંધ બોલ્યો, "ચમત્કારી પ્રદેશમાં જાદુની રાણી રડતી હતી, ત્યારે એનાં આંસુનું શું થયું, તે જાણો છો?" સૌ છોકરા શરમથી નીચું જોઈ રહ્યા. જયદેવ ફરી બોલ્યો; "જાવ, એકદમ ચાલ્યા જાવ, જાદુની રાણીના આંસુની આટલી સહેલી બાતમી પણ તમને નથી મળી, પછી શું મોઢું લઇ જાદુ જોવા આવ્યા છો?"

સઘળા છોકરા ઘેર જવા લાગ્યા. હવામાં અદ્ધર માથું રાખી જયદેવ ઘર તરફ ચાલ્યો.

# માતાનું હૃદય

**રાજમાલાની** પૂર્વ કથા કોઈ જાણતું નહોતું. રામજણીની પૂર્વકથા જાણવાની કોઈ પરવા પણ શા માટે કરે? સૌન્દર્ય સાચવી રાખવાની એનામાં અજબ આવડત હતી. પિસતાળીસ વર્ષની થઈ ત્યાં સુધી તેને ત્રીસથી વધારે વર્ષ કોઈ ન વર્તી શકે. પણ પછી ઘણીવાર બને છે તે પ્રમાણે બન્યું. પિસતાળીસ વર્ષ પછી તે એકદમ ઘરડી દેખાવા લાગી. તેના મોં ઉપર કરચલીઓ જણાવા લાગી. કપાળની બે બાજુ ઉપર સફેદ વાળ જણાયા.

હજી તે રોજ સૂર્યાસ્ત પછી શણગાર સજતી, અને દીવો સળગાવી રસ્તા ઉપર પડતી ઓસરી ઉપર જઈને બેસતી. મોં ઉપરથી રાજમાલા હૃદય વગરની, વિષયમાં લોલુપ અને સ્વચ્છંદી જણાતી. એનો જ ધંધો કરનાર બીજી સ્ત્રીઓ કરતાં એ કોઈ રીતે જુદી જણાતી નહોતી. એના ઘરમાં સોંઘાં, હલકા જાતનાં અત્તરની વાસ આવતી, સંગીતના સ્વરો મોડી રાત સુધી સંભળાતા, પાનની પીચકારીઓ સતત ઊડતી, અને ગમે તેવા પુરુષોનો અવરજવર ચાલુ જ રહેતો.

પણ રાજમાલાના હૃદયમાં એક એવો ખૂણો હતો કે જ્યાં તેનું બાહ્ય જીવન સ્પર્શ પણ નહોતું કરતું. ત્યાં જાણે સદા ધૂપ બળતો. રાજમાલાના હૃદયનું એ તો પવિત્ર મંદિર હતું. તેમાં વસતો દેવ,—તે રાજમાલાની પુત્રી નવયૌવના રૂપકળી.

રૂપકળીનો પિતા જીવ્યો હોત, તો રાજમાલા કદાચ આજે જુદી જ જિંદગી જીવતી હોત. એ કાંઈ રાજમાલાનો પતિ તો નહોતો જ; રાજમાલાએ પોતાનો ધંધો શરૂ કર્યો, પછી થોડા જ વખત પછી તેને એક પુરુષ સાથે ઓળખાણ થયું. તે પુરુષે રાજમાલા સાથે પરણવાની હિંમત કરી હોત તો રાજમાલાના અત્યારે બજારમાં બેસવાના દિવસો ક્યારનાયે પૂરા થયા હોત.

રાજમાલાને ઘણી તરફથી સલાહ મળી હતી કે રામજણીને પ્રેમમાં પડવું ન પાલવે. એટલે રાજમાલા આ નવા પુરુષ તરફની પોતાની લાગણી પારખી ગભરાઇ ગઈ. આમ પ્રેમમાં પડે તો પછી એનો ધંધો કેમ ચાલે? કેટલાક વખત સુધી તો રાજમાલાને એમ પણ થયું કે આવા પ્રેમ ખાતર વેશ્યાનો ધંધો પણ મૂકી દેવો. પછી રૂપકળી જનમવાની હતી. રાજમાલાને વળી સલાહ મળી કે ધંધો ચલાવવો હોય તો બાળકોને જન્મ આપવો, ઉછેરવાં, એ બધું તો અશક્ય જ ગણાય. એવામાં દૈવવશાત પેલો પુરુષ મૃત્યુ પામ્યો. બાળકને જન્મ પહેલાં જ અથવા જન્મે કે તરત મારી નાંખવાની ઘણીએ સલાહો મળી: પણ પોતાના પ્રેમીના પ્રેમનું આટલું એક ચિહ્ન સાચવી રાખવાની રાજમાલાને ઇચ્છા હતી. અને એ રીતે રૂપકળીનો જન્મ થયો.

રૂપકળીના નામ પ્રમાણે જ ગુણ હતા. નાનકડી, નાજુક, સુંદર અને શરમાળ આ બાળકી જન્મી ત્યારથી જ રાજમાલાએ નક્કી કર્યું કે એને 'ગૃહસ્થની કન્યા' માફક ઉછેરવી.

તેથી જેવી રીતે રાજમાલાના હૃદયમાં રૂપકળી માટે એક અલગ ખૂણો હતો, તેમ તેના ઘરમાં પણ રૂપકળી માટે એક અલગ ભાગ હતો. ત્યાં રાજમાલા અને એકબે વિશ્વાસુ નોકરો સિવાય કોઈ નો પણ પગપેસારો ન હતો. રાજમાલાને ઘેર આવતા પુરુષોની તો હિંમત પણ નહિ કે રૂપકળીનું નામ ઉચ્ચારે કે એના આવાસ તરફ નજર સરખી પણ કરે.

રૂપકળી માતાની સર્વ વાતથી વાકેફ તો હતી જ, માતાનો ધંધો વગેરે સર્વ તે સમજતી; પણ તેને પોતાની મા માટે અતિશય પ્રેમ હતો. પેટ ખાતર માતા આ ધંધો કરે છે એમ તે માનતી, પણ પોતે એ સર્વ મેલથી અલિપ્ત રહેતી.

રૂપકળીએ જુવાનીમાં પ્રવેશ કરવા માંડયો. એટલે રાજમાલાએ તેને માટે લાયક વર શોધવા માંડયો. સામેની લાઇનમાં કેટલીક રામજણીઓને ઘેર છોકરાઓ હતા. પણ રાજમાલાની રૂપકળી તો ગૃહસ્થની ગૃહિણી થવાની હતી. પણ એવો ગૃહસ્થ કયાંથી ખોળવો? કયો પુરુષ રામજણીની આવી નબાપી દીકરીને પરણવા તૈયાર થાય? ગૃહસ્થો જવાબ દેતા કે ગમે તેવી સુંદર હોય તેમાં શું થયું? નબાપી તે નબાપી, અને વળી એની મા કોણ? એને ઘેર કેવાં માણસો આવે? એને સંસ્કાર શા?

રાજમાલાએ આ જવાબ સાંભળી પોતાનું કપાળ કૂટયું. "ગમે તેમ કરીને મારી દીકરીને મારા ધંધામાંથી બચાવી લઉં," એટલી જ હવે રાજમાતાની જિન્દગીની એક ઇચ્છા હતી. કદાચ પોતે વેશ્યાનો ધંધો મૂકી દે તો રૂપકળીનું ભાવિ ખૂલે એમ ધારી, તેણે તે ધંધો બંધ કર્યો. આ રીતે ઘરની કમાણી બંધ પડી, એટલે રાજમાલા અને રૂપકળી ઘરેણાં વેચી નિભાવ કરવા લાગ્યાં.

રાજમાલાએ રોજ મંદિરમાં જવા માંડયું. બાધાઆખડી રાખવી શરૂ કરી, પણ રૂપકળીને પરણનાર કોઈ ગૃહસ્થ ન જ નીકળ્યો. હવે એ માદીકરીને ખાવાના સાંસા પડવા લાગ્યાં. કોઈ સામાજિક સંસ્થા કદાચ રૂપકળીને આશ્રય દે તો તેને આ ગંદા વાતાવરણમાંથી છૂટેલી જોઈ, પોતે નિરાંતે મરી શકે, એમ ધારી રાજમાલાએ અનેક વનિતાવિશ્રામોમાં અરજીઓ કરી. પણ વેશ્યાની છોકરીને એવી સંસ્થાઓ કેમ દાખલ કરે? એ લોકો તો પવિત્ર, શુદ્ધ અને નીતિમય સ્ત્રીઓને જ રાખતા. વેશ્યાની છોકરી કાંઈ એવી હોય? રૂપકળીને રાખવાથી

સમાજમાં એમની પ્રતિષ્ઠા જતી રહેવાનો સંભવ હતો.

ચિન્તામાં ને ચિન્તામાં રાજમાલાનું શરીર ઘસાવા લાગ્યું. તે મંદિરમાં જતી, તે ખાલી પોતાની પ્રતિષ્ઠા વધારવા; બાકી એકાન્તમાં તે કદી પ્રભુનું નામ પણ ઉચ્ચારતી નહિ. તેને લાગતું કે પ્રભુનું નામ લેવાનો. તેની મદદ માંગવાનો તેને હક જ નહોતો. પ્રભુની દયાપાત્ર થવા જેવી જિંદગી તે ક્યાં જીવી હતી? પાપ કરતાં તેણે કદી પાછું વળી જોયું જ નહોતું. તેણે માન્યું કે કદાચ ઈશ્વર તેને તેનાં કર્યાં કાર્યનો દંડ દેતો હશે.

એવામાં ગામમાં કોઈ રોગ ફાટી નીકળ્યો. નવયૌવના રૂપકળીને એકલી રઝળાવી રાજમાલા આ દુનિયા છોડી એકાએક ચાલી ગઈ. થોડા દિવસ તો રૂપકળીએ અતિશય કલ્પાંત કર્યું. હવે તેની પાસે કંઈ પૈસા રહ્યા નહોતા. ગૃહસ્થની ગૃહિણી બનાવવાનાં તેની માતાનાં સ્વપ્નાં તે સ્વપ્નાં જ રહી ગયાં.

×

એક સંધ્યાકાળે રૂપકળી સામી લાઈનમાંથી પુષ્કળ ઘરેણાં ઉછીનાં લાવી શરીરને શણગારતી હતી. તેના ચહેરા ઉપરથી તમામ લોહી ઊડી ગયુ હતું. તેના હોઠ સુકાઈ ગયા હતા. તેની આંખો કોઇ ભયંકર તેજથી ચળકતી હતી. શણગાર સજી પોતાની માતાની છબી પાસે ઘૂંટણીએ પડી તેણે કાંઈ પ્રાર્થના કરી, અને પછી ધ્રૂજતે હાથે સળગતો દીવો ઉપાડી તે રસ્તા ઉપર પડતી ઓસરી ઉપર જઈને બેઠી.

# જૂના દિવસો

આજે મને વર્ષો ઉપર બનેલો એક બનાવ યાદ આવે છે. એને બનાવ તો કેમ કહેવાય? 'બનાવ'માં તો કાંઈ બનવું જોઈએને? આ તો કાંઈ બન્યું જ નહોતું. છતાં આજે સવારથી એ ઘણાં વર્ષો ઉપરના એ જ દિવસો મને યાદ આવ્યા કરે છે.

વૈશાખ મહિનાની મધ્યાહ્નનો વખત હતો. અમદાવાદનો વૈશાખ એટલે શું તેની અજાણ્યાને તો કલ્પનાયે ના આવે; અને તેમાં પણ પાછો ભર બપોરનો વખત!

સાબરમતીને કિનારે શહેરથી ખૂબ ખૂબ દૂર, અમારા નાનકડા 'રસદ્વાર'માં અમે રહેતાં હતાં. જેમ બંગલો શહેરની ધમાલ અને ધાંધલથી નિરાળો હતો, તેમજ અમારાં મન પણ દુનિયાદારીની ગડમથલથી તદ્દન નિરાળાં જ હતાં. શહેરમાં તે વખતે કાંઈ જીવલેણ રોગ ચાલતો હતો, અમારી નિશાળો મહિનાઓથી બંધ જ હતી.

તે મધ્યાહ્ને ઘરનો વડીલ વર્ગ તો બપોરની ઊંઘ કાઢવામાં હશે. અમે બાળકો બાગમાં લીમડા નીચે બેઠાં હતાં. ચારે તરફથી ગરમ ગરમ પવન વાતો હતો. ઝાડ ઉપર કોયલ અધીરી થઈ શોર મચાવતી હતી; કાળસીનો નાનો નાજુક છોડ આ અસહ્ય તાપ સહન કરતો હિંમતભેર ઊભો હતો. મોગરાનાં ફૂલ છોડ ઉપર જ કરમાઈ જતાં હતાં. પાસેના બંગલામાં કોઈ કચૂડ...કચૂડ... હીંચકા ખાતું હતું; અમારું ઘર તદ્દન શાન્ત હતું. અમે બાળકો બાગમાં લીમડાના ઝાડ નીચે બેઠાં હતાં.

આજ ઘણે વરસે એ જૂના દિવસો મને સાંભરી આવ્યા.

# છૂપી પોલીસ

લાલ ટોપી, વોઈલનું સફેદ ખમીસ, તેના ઉપર કાળું જાકીટ અને પહોળી પહોળી સુરવાલવાળો અહમદ બજારમાં રખડતો નજરે પડતો. ખૂબ પાન ચાવવાથી તેના હોઠ કાળા પડી ગયા હતા. બીડીઓ પીવાથી તેના દાંત કથ્થાઈ રંગના થઈ ગયા હતા. બાપદાદાનો થોડોક પૈસો હતો, એટલે તેને નોકરીધંધો કરવાનું આળસ આવતું. નિશાળમાં તો તે થોડું જ ભણેલો. બજારમાં રખડવું, 'હોટલ'માં ચા પીવી, ભાઈબંધ દોસ્તદારોની દુકાને બેસી ગામગપાટા મારવા અને રાત્રે નાટકસીનેમા જોવાં, તે અહમદનો નિત્યનો કાર્યક્રમ બની ગયો હતો.

સત્યાગ્રહની ચળવળ શરૂ થઈ. બજારની દુકાનો ઉપર સંસ્કારી બહેનો પરદેશી કાપડ ઉપર પિકેટીંગ કરવા આવવા લાગી. ખૂબ પાનપટ્ટીઓ ચાવ્યા છતાં, પુષ્કળ 'પાસીંગ શો' ફૂંક્યા છતાં, પુષ્કળ ચાના ઉકાળાઓ પીધા છતાં, અને ઘણાં મફતીઆં સીનેમાનાટકો જોવા છતાં, માણસનો આત્મા કાંઈ હમેશ મરી નથી જતો. થોડાક દિવસ તો અહમદને લહેર પડી. પણ પિકેટીંગ કરનારી બહેનોની પછીથી તેને શેહ પડી. નવરા નવરા બજારમાં ભટકવાનું કે ભાઈબંધોની દુકાને બેસી રહેવાનું હવે તેને ન ગમ્યું. જાણે તેમાંથી બધી મઝા જ ચાલી ગઈ!

તેણે નોકરી શોધવા માંડી. ફોજદાર સાહેબનો અચાનક તેને

ભેટો થયો. અહમદને જોઈ તેમની આંખો ઠરી. આવા જ માણસને તેઓ કેટલાક વખતથી ખોળતા હતા. ફોજદાર સાહેબે અહમદને છૂપી પોલીસમાં રાખ્યો. જે માણસને કોઈ જાતની નોકરી ન હોય, ધંધો ન હોય, પ્રતિષ્ઠા ન હોય, સિદ્ધાન્ત ન હોય, તે જ છૂપી પોલીસમાં રહી શકેને? અહમદને સારો માસિક પગાર બંધાયો. તેને કામ સોંપાયું સહેલું ને થોડું. સૌથી મુખ્ય તો એ કે તેણે ખાદી પહેરવાની. કેસરી, લીલી અને ધોળા રંગની ખાદીની કોથળી હાથમાં રાખવાની. બીજા ખાદીધારીઓની સોબતમાં ફરવાનું, અને બધી બાતમી સરકારને આપવાની.

અહમદે સૈનિક તરીકે નામ નોંધાવ્યું. દારૂના પીઠા ઉપર ચોકી કરવાનું કામ તેને મળ્યું. બીજી સેવિકાઓ સાથે કેસરબહેન પણ પીઠા ઉપર આવતાં. જાડી સફેદ ખાદીનાં કપડાં ને હાથમાં નકલીવાળાં કેસરબહેનનો પ્રભાવ અહમદ ઉપર કાંઈ ઓર જ પડતો. જ્યારે લોકો દારૂ લેવા આવતા, ત્યારે તેમને દારૂ ન પીવાનું સમજાવવા કરતાં રખેને એ લોકો કેસરબહેનનું અપમાન કરે, એ જ બાબત ઉપર અહમદ વધારે લક્ષ આપતો. તેને ઘણીવાર કેસરબહેન સાથે વાત કરવાની ઇચ્છા થતી; પણ પોતે તો દ્રોહી હતો—સરકારનો ગુલામ હતો. કેસરબહેન જેવી સેવિકા સાથે વાત કરતાં તેની જીભ જ ઊપડતી નહિ.

કેસરબહેન રોજ સવારે હસીને તેને નમસ્કાર કરતાં, ત્યારે અહમદનું હૃદય તેને ડંખતું. પોતે સરકારી માણસ છે, 'છૂપી પોલીસ'માં છે; એ વાત કેસરબહેન જાણે તો ફરી એમનું મીઠું સ્મિત અહમદને તો ન જ મળેને?

એક દિવસ સવારે કેસરબહેન બોલ્યાં, "અહમદભાઈ, આજે સાંજે સરઘસ છે. રાષ્ટ્રીય ઝંડો લઇ મારે આગળ ચાલવાનું છે. પોલીસનો મનાઈ હુકમ નીકળી ગયો છે. આજે જરૂર રંગ જામશે." કેટલી શાન્તિથી કેસરબહેન બોલતાં હતાં? જાણે પોતાને કંઇ લાગતું

વળગતું જ ન હોય !

સાંજે સરઘસ નીકળ્યું. પોલીસે લાઠી ચલાવી. કેસરબહેનના હાથમાંથી ઝંડો છીનવી લેવા ખૂબ પ્રયાસો થયા. તેમને પગ ઉપર જોરથી લાઠી વાગતાં કેસરબહેન ભોંય ઉપર પડ્યાં, પણ ઝંડો તો હાથમાં જ હતો. ફોજદાર સાહેબ પાસે જ ઊભા હતા. આસપાસના લોકો તરફ ચેલેન્જ ફેંકતા હોય તેમ ચારે તરફ જોઈ ને બોલ્યા. "જોઉં છું હવે કોણ આ ઝંડો ઉઠાવે છે."

પાછળ લોકોની મેદનીમાં 'ઈન્કિલાબ ઝીન્દાબાદ'ની ગગનભેદી બૂમ પડી. ખાદીનાં કપડાંમાં સજ્જ થએલો, હાથમાં કેસરી, લીલી અને સફેદ રંગની કોથળીવાળો અહમદ આગળ આવ્યો. કેસરબહેન પડયાં હતાં. ત્યાં વાંકા વળી તેણે કહ્યું: "બહેન, તમે ઈસ્પિતાલમાં સુખેથી જાવ. હું ઝંડો ઉઠાવું છું."

અહમદે રાષ્ટ્રધ્વજ ઉપાડયો. ફોજદાર સાહેબ જોઈ રહ્યા. "કોણ અહમદ–તું ?" અહમદની આંખમાંથી તેજના તણખા ખરતા હતા. જરા હસીને તે બોલ્યો. "હા, ફોજદાર સાહેબ, તમારી નોકરી છોડી હું આજે આઝાદી લેવા જાઉં છું. જેણે મારી બહેન ઉપર હાથ ઉપાડયો. તેના ઘરની દમડી પણ મને હરામ છે."

બીજે દિવસે સવારે અહમદ કેસરબહેનને મળવા ઇસ્પિતાલમાં ગયો. "છૂપી પોલીસનો હૃદયપલટો," ની બૂમો પાડતા દૈનિક વર્તમાનપત્રો વેચનારા છોકરાઓ આખું ગામ ગજવતા હતા. અહમદ કેસરબહેનને પગે પડયો. "બહેન, તમારી સાથે આટલા મહિના દગલબાજી રમ્યો, તેની માફી માગવા......" તેનું વાકય પૂરું થાય તે પહેલાં કેસરબહેન બોલી ઊઠયાં.

"અહમદભાઈ ! હું તો એ વાત ઘણા મહિનાઓથી જાણતી હતી. તેથી જ તમારા ઉપર મને વધારે સ્નેહ ઊપજતો."

# એક નજીવો બનાવ

પ્રિય બહેન,

મારા અન્તઃકરણમાં તોફાનનું છમકલું થાય, ત્યારે જ તને કાગળ લખવાનો મારો નિયમ છે. એટલે મારો કાગળ જોઇને જ તું સમજી જઈશ કે મારું મન ચકડોળે ચડ્યું હશે. આડીઅવળી વાતો ન કરતાં હું મુખ્ય બાબત ઉપર જ લખીશ.

આજે વનિતાવિશ્રામમાંથી હું અમારી પ્રાથમિક શાળામાં જતી હતી. રસ્તામાં કોઈની ચીસો સંભળાઇ. હું ચાલતી ચાલતી અટકી ગઈ. મને લાગ્યું કે અત્યન્ત દુઃખની મારી કોઈ સ્ત્રી જાણે ડુસકાં ખાઈને રડી રહી છે.

મેં ચારે તરફ નજર કરી, પણ કોઈ સ્ત્રી ન જણાઈ. આખરે મેં શોધી કાઢ્યું. ખાડિયાના સાંકડા ને ગંદા રસ્તાની એક બાજુ ઉપર ગટરના ઢાંકણાં ઉપર એક પાતળું, નાનકડું ને ગંદુ કૂતરાનું બચ્ચું પડ્યું હતું. તેની આસપાસ ગંદવાડ હતો. એક પડિયામાં કાંઈ વાશી ખાવાનું પડ્યું હતું, એક બે પતરાળાં પણ પડ્યાં હતાં. એ બચ્ચું એવી દયાજનક રીતે રડતું હતું કે પથ્થરનું હૃદય પણ તે રુદન સાંભળીને પીગળવું જોઈએ. પણ આજુબાજુ બેઠેલા લોકો પથ્થર કરતાં પણ વધારે કઠોર હશે, કારણકે આ બનાવમાં તેમને કોઈને કાંઈ જ અસાધારણ લાગતું નહોતું.

મહાદેવના મંદિરના પગથિયા ઉપર એક રેવડી ને સીંગ વેચનાર બેઠો હતો; એક બોર વેચનાર ડોસી પણ ત્યાં જ બેઠેલી હતી. સામે પેન–પેનસીલ ને ટીકડીઓ વેચનાર દુકાનદાર હતો. બધાં નિરાંતે વાતો કરતાં હતાં, ગરીબ બિચારા કૂતરાની કોઈને જ પરવા નહોતી. કોણ કહે છે કે હિન્દુઓ દયાળુ છે? બિચારું પેલું કુરકુરિયું! એ એટલું પાતળું હતું કે તે કયું જનાવર છે, તે જ પહેલી નજરે તો ખબર ન પડે!

તું પૂછીશ કે "તેં શું કર્યું?" મેં કાંઇ જ ના કર્યું. પેલા દુકાનદારને મેં કહ્યું, "આના ઉપર કોઈ જરા પાણી તો છાંટો." મને થયું કે હું એની સારવાર કરવા બેસીશ તો લોકોને લાગશે કે બહુ જીવ-દયાનો ઢોંગ કરે છે, તેથી ખોટી શરમમાં રહી હું મારે કામે ચાલી ગઈ. પંદરેક મિનિટ પછી હું પાછી ફરી, ત્યારે પેલું કૂતરું મરી ગયું હતું.

હું વિચાર કરું છું કે એ શા માટે જન્મ્યું હશે? શા માટે મરી ગયું હશે? એને મરવા ન દીધું હોત તો જીવીને એ શું કરત?

અંધારી રાત્રે, અજાણ્યા ઘરમાં, દીવા વગર દાદર ઊતરવાનો પ્રયત્ન કરતાં જેમ ફાંફાં મારવાં પડે, તેમ આવા બનાવો જોઈ આપણે તેનો અર્થ ઉકેલવાનાં વ્યર્થ ફાંફાં મારીએ છીએ, નહિ?

આવું આવું જોઉં છું ત્યારે મારા મનમાં અસંખ્ય વિચારો ઊભરાઈ આવે છે. મારું હૃદય દુઃખી ને નિરાશ બની જાય છે.

જીવન, મૃત્યુ, બધું જ કેવું ગૂઢ છે?

## ઇચ્છા

રજાનો દિવસ હોય, મધ્યાહ્નની નિઃશબ્દ શાન્તિ હોય, મન તદ્દન ચિન્તા કે ઉદ્વેગ રહિત હોય, ત્યારે એકાએક અકારણ મારું હૃદય અસંતોષી બની જાય છે. મધ્યાહ્નની એ નીરવ શાન્તિમાં જગતથી ન જણાય એવી રીતે લય થઈ જવાની મને ઇચ્છા થાય છે.

*જ્યારે તેના કોયલથી પણ વધારે મીઠા કંઠમાંથી સંગીતની ધારા વહે છે, ત્યારે એ સંગીત પ્રથમ આનન્દ આપે છે. પછી હૃદયને અકથ્ય રીતે અસંતોષી બનાવી દે છે, અને પછી તો એમ જ થઈ જાય છે કે તે સંગીતના એ મધુરા ધ્વનિમાં હું લીન થઈ જગતમાંથી ચાલી જઈ શકું તો કેવું અહોભાગ્ય?

*માંદગીની પથારીમાં પડ્યે પડ્યે મેં ખુલ્લી બારીમાંથી જ્યારે સંધ્યાના અંધકારમાં દિવસને લુપ્ત થતો જોયો, ત્યારે મને એમ જ થયું કે આ પ્રમાણે, સહુની નજર ચૂકવી પૃથ્વી ઉપરથી લુપ્ત થઇ જવાય તો કેવું સરસ!

*ઈટાલીમાં ફ્લોરેન્સની ભવ્ય ચિત્રશાળામાં જ્યારે મેં બાળક ઇસુખ્રિસ્ત સાથે તેની માતાનું જગવિખ્યાત ચિત્ર જોયું, ત્યારે મને લાગેલું કે જિંદગીનું ધ્યેય પ્રાપ્ત થઈ ગયું છે: અહીં જ શ્વાસ થંભી

જાય, અહીં જ પ્રાણ ઊડી જાય, તો પણ જાણે જીવ્યું સાર્થક થઈ જાય !

*ગામડાના મંદિરમાં સંધ્યાકાળે આરતી થતી હતી. આંખો મીંચી ત્યાં હાથ જોડી હું ઊભી હતી. આરતીના અવાજથી, ભક્તિના નાદમાં હું બહુ તલ્લીન હતી; ત્યારે પણ મને થએલું કે એ ઘંટના છેલ્લા રણકાર માફક હું પણ ધીરે ધીરે બધાંથી અજાણી રીતે આ જગતમાંથી જતી રહી શકું તો કેવું સારું !

*બીજનો ચન્દ્ર ઊગતો સહુ કોઈ જુવે છે—પણ એ કેવો શાન્તિથી, ચુપકીદીથી આથમી જાય છે ! એને આથમતો જોઉં છું ત્યારે મને પણ પશ્ચિમના રાખોડી આકાશમાં આથમી જવાનું મન થાય છે.

*પાનખર ઋતુમાં જ્યારે પીપળાનું પાંદડું ખરી પડયું, ત્યારે મને પણ એના જેવો જ નિસાસો નાંખી ખરી પડવાની કેવી તીવ્ર ઇચ્છા થઈ હતી !

*એક દિવસ તેં લાલ ગુલાબનાં અનહદ મોહક ફૂલ મને આપ્યાં હતાં. ફૂલનું રૂપ નિરખતાં, તેની સુવાસ લેતાં, મને વિચાર આવ્યો હતો કે આ ફૂલની માફક સુંદર, સુગંધિત જીવન જીવી, તરત કરમાઈ જવાનું હોય તો કેવું ઉત્તમ ?

*પરન્તુ, તારા હોઠના અમૃતનો આસ્વાદ લેતાં જો કે તારા હૃદયમાં ઓતપ્રોત થઈ જવાય છે, તોપણ તારા હૃદયને તાલ દેતું મારું હૃદય ત્યાં જ ધબકતું અટકી જાય, એવી ઇચ્છા કદી નથી થતી, સદાયે એ રીતે જ એ ધબક્યા કરે એવી જ પરમેચ્છા થાય છે; એ કેવી મીઠી વિચિત્રતા !

## વરદાન

હિમાલયની તળેટીમાં સુંદર વન હતું. ઝાડની ઘટાઓ, ાણીના ધોધ, ખળખળ વહેતાં ઝરણાં, ગીત ગાતાં પંખીઓ, સ્વે-છાથી ઊગી નીકળેલાં ફૂલફળ—આવા મનોહર વાતાવરણ વચ્ચે ેક તપસ્વી તપ કરતો હતો. તપમાં તે એટલો તલ્લીન હતો કે ાતાની આસપાસ નજર કરતો, પણ આ પૃથ્વી ઉપરની કોઈ સ્તુમાં તેને રસ હોય એવું જણાતું નહિ, એનાં ચક્ષુ આ જડ ગતને ભેદી જાણે કોઈ દૈવી વસ્તુને શોધી રહ્યાં હતાં.

આસપાસનાં ગામડાંઓમાંથી ભીલ લોકો આ તેજસ્વી, યુવાન પસ્વીનાં દર્શન કરવા આવતા, અને તેને ચરણે ફળફૂલ અર્પણ કરી તાર્થ થતા.

એક દિવસ એક ભીલકન્યા ત્યાં થઈ પસાર થતી હતી. મેશા ખોટી જગાએ જ પોતાનું બાણ મારનાર તોફાની કામદેવે તે જ ણે પોતાનું કુસુમશર આ કુમારિકાના હૃદયમાં માર્યું. ઘણા વખત સુધી ીલકન્યા તરુણ તપસ્વીનું રૂપ તથા ઓજસ નિહાળતી ઊભી રહી.

પછી તો તે કન્યાનો આખોયે દિવસ આ સંન્યાસીની શુશ્રૂષા-ં જ જવા લાગ્યો. તેને માટે પાણી ભરી લાવવું, આખા વનમાંથી મ ફળો પસંદ કરી લાવવાં, વગેરેમાં જ તે પોતાના દિવસો

વીતાવવા લાગી. જાતે ભીલ છતાં કુમારિકા અતિશય લાવણ્યવતી હતી; પણ પોતાની સમાધિમાં મશગૂલ, એવા તે જુવાન બ્રહ્મચારીને કશુંયે જોવાની ક્યાં પરવા હતી? ઘણાં વર્ષો આ પ્રમાણે પોતાના પ્રિયતમની મૂંગી સેવા કરી, ભીલબાળાએ પોતાનું શરીર કાષ્ટવત કરી નાંખ્યું. આખરે તેને સમજાયું કે પાર્વતીએ ભગવાનનું તપ ચળાવ્યું હતું, પણ આ તપસ્વી કોઇ જુદા જ પ્રકારનો છે. નિરાશ થઇ તે કન્યા હિમાલયના ડુંગરાઓમાં કોઇ ના જાણે તેવી જગાએ ચાલી ગઈ.

તપસ્વીના અડગ તપથી આખરે ભગવાન પ્રસન્ન થયા. એક મંગળ પ્રભાતે પ્રભુએ તેને સાક્ષાત દર્શન દીધાં, અને બોલ્યા, "ભક્ત, તારા અચળ તપથી હું બહુ પ્રસન્ન થયો છું. તારે જે જોઇએ તે વરદાન માગી લે."

એક ક્ષણ તપસ્વીનું હૃદય અનુપમ સ્વર્ગીય સુખ અને સંતોષથી ભરાઈ ગયું. બીજી જ ક્ષણે તે જ હૃદય જાણે ખાલી નિર્જન અસંતુષ્ટ બની ગયું. બહાવરો બની તપસ્વી ચારે દિશામાં જોવા લાગ્યો. ભગવાન વરદાન દેવા આવ્યા હતા—પણ તપસ્વી કશું માગી ન શક્યો. ભગવાન ફરી બોલ્યા—"વત્સ! કેમ નથી બોલતો? જે જોઈએ તે માગ."

ત્યારે તરુણ તપસ્વી ભગવાનને પગે પડી બોલ્યો, "પ્રભુ! નિત્ય મારી શુશ્રૂષા કરતી, તે ભીલ કન્યા મને વરદાનરૂપે આપો."

# પ્રાણથી પણ પ્રિય

લક્ષ્મીદેવી અને અજિતકુમાર પડોશી હતાં, પણ ફેર માત્ર એટલો જ હતો કે લક્ષ્મીને રહેવા ભવ્ય મહેલ હતો; અને તેની તહેનાતમાં અસંખ્ય દાસદાસીઓ હતાં; અને અજિત એક નાના ઝૂંપડા જેવા ઘરમાં રહેતો: અને તેની સેવામાં માત્ર એક જ દાસી હતી, જેનું નામ હતું ભગવતી. અજિતની આર્થિક સ્થિતિ પહેલાં તો સાધારણ સારી હતી. પણ ધીમે ધીમે તેણે તે બધી દોલતની કીમતી ભેટો ખરીદી લક્ષ્મીને આપી દીધી. અને પોતે ગરીબ બની ગયો હતો. લક્ષ્મીને આ ભેટો સ્વીકારવી વ્યાજબી લાગતી નહિ, તોપણ માત્ર અજિત દિલગીર ના થાય માટે તે સ્વીકારતી.

અજિત પાસે એક સુંદર મેના હતી. અને તે મેના સિવાય હવે તેની પાસે બીજું કાંઈ ન હતું. જ્યારે અજિત પાસે ખાવાનું ન હોય ત્યારે મેના પણ તેની સાથે ઉપવાસ કરતી. તે મેના અજિતને પ્રાણથી પણ પ્રિય હતી.

લક્ષ્મી વિધવા હતી. તેને એક બાળક હતો, તેનું નામ અભિમન્યુ હતું. અભિમન્યુ રોજ માંદો રહેતો. આ કુમળું ફૂલ જેવું બાળક દિવસે દિવસે કરમાતું જતું, તે લક્ષ્મીથી જોયું જતું નહિ, કારણ કે તે જ બાળકને આધારે તે જીવતી હતી. જ્યારે તે અભિમન્યુને પૂછતી,

"બેટા, હું શું કરું તો તું સાજો થઈ જાય?" ત્યારે તે જવાબ દેતો, "મા, અજિતકુમારની મેના તું મને આપે તો હું જરૂર સારો થઈ જાઉં."

આ જવાબ સાંભળી લક્ષ્મી બહુ વિચારમાં પડી જતી; કેમકે તે જાણતી હતી કે અજિત પાસે તે મેના સિવાય બીજું કાંઈ હતું નહિ. તેને જીવનમાં આનન્દ આપનારી તે એક જ ચીજ હતી, તે જ તેની રાતદિવસની સખી હતી. આવા વિચાર કરી લક્ષ્મી મનમાં જ બોલતી: "મારા છોકરાના જીવન માટે પણ હું શી રીતે એની મેના માંગી શકું?"

આખરે એક દિવસે સવારે લક્ષ્મી અજિતને ઘેર ગઈ ને બોલી: "અજિતકુમાર, આજે તો હું તમારી સાથે જ જમવા આવી છું." હર્ષના આવેશમાં અંદર જઈ, અજિતે આ ખબર ભગવતીને આપી: ત્યારે ભગવતી બોલી, "ભાઈ, આજે તો આપણે ઘેર ખાવાનું બહુ થોડું જ છે, અને તેમાં પણ લક્ષ્મીદેવીને લાયક તો કશું જ નથી."

અજિતે ભગવતીને રસોઈ બાબત યોગ્ય સૂચના આપી દીધી. આ પછી તે લક્ષ્મી પાસે જઈને વાતો કરવા બેઠો.

થોડીવારમાં ભગવતી ખાવાનું મૂકી ગઇ. બહુ જ થોડું ખાવાનું હતું. એક તાસકમાં સૂકો રોટલો તથા થોડું માખણ હતું અને બીજી તાસકમાં એક રાંધેલું પક્ષી હતું અને એક પવાલામાં પીવાનું પાણી હતું. જમતી વખતે અજિતે જોઇ લીધું કે લક્ષ્મીનું ખાવામાં ધ્યાન ન હતું. તે કાંઇક ઊંડા વિચારમાં હતી. આખરે તેણે ધીરે રહીને પોતાના માંદા છોકરાની વાત કાઢી. તે બોલી: "જ્યારે અભિમન્યુ સારો હતો. ત્યારે તમારી મેનાને રમાડવા આવતો હતો, ખરુંને?"

અજિત બોલ્યો: 'અરે હા, મેનાની અને અભિમન્યુની તો જોડ હતી." લક્ષ્મી બીતી બીતી ધીમે રહીને બોલી, "એ મેનાની કિંમત શી છે?"

"મારી મેના! અરે, ગમે તેટલા પૈસા મળે એમ હોય તો પણ એ મેના આગળ શી વિસાતમાં? પૈસા ખાતર તો હું મેનાથી કદી વિખૂટો પડું જ નહિ."

લક્ષ્મી બોલી: "અજિતકુમાર! તમે મને આપેલી છેલ્લી ભેટ ૩૫ હીરાનો હાર તમે પાછો લઈ લો, અને તેને બદલે બીજું એક અમૂલ્ય વરદાન માંગવા આવી છું; તે તમે આપશો?"

એમ કહી તેણે હીરાનો હાર અજિતના પગ આગળ મૂક્યો. અજિતે કહ્યું: "તમે જે માગશો તે હું આપવાનો જ છું, એ શું તમે નથી જાણતાં?" લક્ષ્મી બોલી ઊઠી: "તો અજિતકુમાર, મારો એકનો એક લાડકો છોકરો મરણપથારીએ છે, તેને બચવાની–અથવા તેનો અન્ત સુધારવાની–માત્ર એક જ આશા છે. અને તે તમારી મેના. તમારી મેના એને આપી દો."

અજિત બોલ્યો: "મારી મેના! અરે, એ તો નહિ આપી શકાય."

"નહિ આપી શકો તે તો હું જાણતી જ હતી: કેમકે એ તમને કેટલી પ્રિય છે તે હું જાણું છું." આટલું બોલી એક ઊંડો નિસાસો નાંખી તે ઊભી થઈ ગઈ. અજિતે તેનો હાથ પકડી લઈને કહ્યું: "લક્ષ્મીદેવી, માત્ર એક કલાક પહેલાં તમે મેના માંગી હોત તો હું આપી શકત. પણ મારો કિંમતીમાં કિંમતી ખજાનો મેં તમને ખાવા માટે અત્યારે આપી દીધો. હવે શું આપું? તમને જમાડવા માટે મેં મારી મેના તો મારી નાંખી."

"ઓ અજિતકુમાર," એટલું બોલી લક્ષ્મી રડી પડી. "ખરે-ખર, તમે મારે માટે કેટલું કર્યું." એમ રડતાં રડતાં તે બોલી.

# દૂધપેંઆ

"રમવા દોને, એને...એ..." ચંદાએ બીજાં છોકરાંઓ તરફ આંખો મટમટાવી કહ્યું.

"એ દૂધપેંઆ. કેમ રસિક, તું દૂધપેંઆ થઇશ ને?" સૌ છોકરાં હસી પડયાં. નિખિલે રોફબંધ કહ્યુ: "ઠીક, દૂધપેંઆ થઇ રમે તો રમવા દો, બાકી કોઈની અડફટમાં આવી પડી જાય તો હું ના જાણું!"

રસિકને 'દૂધપેંઆ'ની કાંઈ સમજણ ના પડી, પણ પોતાને રમવાની રજા મળી એટલે તેનું નાનકડું હૃદય આનન્દથી ધડકી ઊઠયું. તેને વિચાર થયો. "તરસ લાગી છે–પાણી પી આવીને રમવા માંડું? ના–ના કદાચ આ લોકો ચિડાશે." બધાં છોકરાં ફરી રમતમાં મશગૂલ બન્યાં. બિચારા રસિકને તો બધાં ભૂલી જ ગએલાં લાગતાં હતાં. શરૂઆતમાં તો બધાં દોડે ત્યારે એ પણ દોડતો, બધાં હસે ત્યારે એ પણ હસતો; અને સુશીલાનો દાવ હતો ત્યારે તો રસિકને એક ક્ષણ આશા આવી કે સુશીલા એને જ પકડશે–તેથી તેણે ખૂબ જોરથી દોડવા માંડયું. જરાવાર પછી અર્ધું બીકમાં, અર્ધું આશામાં, રસિકે પાછળ ફરીને જોયું, તો સુશીલા તો ચોગાનને છેક પેલે છેડે નિખિલને પકડવા દોડતી હતી. દોડવાથી રસિકના પગનું લોહી ઉછળતું હતું. શ્વાસ જોસભેર ચાલતો હતો, પણ તેનું મોઢું વીલું પડી ગયું

હતું. તેને શરમ આવી. કોઈ જુએ નહિ, તેવી રીતે એ બાજુ ઉપરના ઓટલા ઉપર ચડી ગયો, અને પછી ધીરે રહીને પોતાને ઘેર ચાલ્યો ગયો.

રસિકની મોટી બહેન નવા આવેલા ઘઉં વીણતી બેઠી હતી. ઘઉંનો આવો મોટો ઢગલો જોઈ બધી ગ્લાનિ ભૂલી રસિક તે ઢગલા ઉપર ચડી બેઠો. જ્યારે તેણે બહુ ઘઉં વેરવા માંડયા, ત્યારે મોટી બહેન બોલ્યાં, "રસિક, તોફાન નહિ." પણ બહેનના ઠપકાથી કોણ બીએ? બહેનનો તો રસિક ખાસ માનીતો હતો. (આજે સવારે જ બહેન નહોતી કહેતી?) એટલામાં રસિકે બારીની બહાર દેખાતા ચોગાન ઉપર રમતાં છોકરાં તરફ જોયું, ને તેનું મોં પડી ગયું. તેણે બહેનને પૂછ્યું:

"હેં બહેન! દૂધપીંઆ એટલે શું?"

# અભિસારિકા

દાલ સરોવરનાં પાણી થંભી ગયાં હતાં. દિશાઓ ઉપર અંધકારનું આવરણ ધીરે, ધીરે, ધીરે, છવાઈ જતું હતું. સરોવરની સપાટી ઉપર તરતાં કમલપત્ર ઉપરનાં જલબિન્દુ પણ સ્થિર થઈ જાણે ઠરી ગયાં હતાં. ચારે તરફ ભયંકર શાન્તિ હતી. એક પક્ષી સરખું પણ ગાતું કે ઊડતું જણાતું નહોતું. પશ્ચિમ દિશામાં થોડો બાકી રહેલો સિન્દુરિયો રંગ પણ ચોર માફક છાનોમાનો રાત્રીના કાળા અન્ધકારમાં ભળી જતો હતો. શા માટે આટલી ચુપકીદી, આવી સ્મશાનવત્ શાન્તિ ?

ઊંચે, તખ્તે સુલેમાન (શંકરાચાર્યના મંદિર)ના ઘુમ્મટ પાછળ કાળાં વાદળાં રૂપેરી બન્યાં, ને ચન્દ્રમાએ દાલ સરોવર તરફ જોઈ ફિક્કું સ્મિત કિરણ ફેંક્યું. આજે કોણ જાણે કેમ, ચન્દ્રને પણ વાદળ પાછળ સંતાઈ રહેવાનું જ ગમતું હતું ! આજે કુદરતનો શો સંકેત હતો ! કોઈ મહારાજાધિરાજ દરબારમાં પધારે તે પહેલાં દરબારીઓ જેવું માનપૂર્વક મૌન રાખે છે તેવું મૌન, તેવી જ શાન્તિ આજે કુદરતે ધારણ કરી હતી. પણ આ બધું કોને માટે ?

અંધારા એકાન્ત વનમાં જેમ કોઈ શિકારીનું તીર ગીચ ઝાડીને ભેદતું સોંસરું નીકળી જાય, તેમ એક નાનકડી હોડી એકાએક ઝપાટા-બંધ દાલનાં પાણી કાપતી, પૂરવેગથી ચાલી નીકળી ! હોડીમાં એક કાશ્મીરી સુંદરી બેઠી હતી. જાતે જ હોડી ચલાવતી, આ નીરવ

એકાન્તમાં, દાલનાં કાળાં પાણી કાપતી તે હિંમતવાન નવયૌવના એક અભિસારિકા બની પોતાના પ્રિયતમને મળવા જતી હતી. એની અધિરાઇ, એનો પ્રેમ, બધું જ એની હલેસાં મારવાની ગતિ ઉપરથી જણાઈ આવતું હતું.

અભિસારિકા દાલ સરોવરમાંથી પસાર થઈ ગઈ. ચન્દ્ર વાદળનો પડદો ખસેડી બહાર નીકળી હસવા લાગ્યો. તળાવનાં પાણી હાલવા લાગ્યાં, જળચર પંખીઓ આનન્દથી ગીત ગાવા માંડયાં. દૂર દૂર નિશાત બાગની પાસે કિનારા ઉપર થોડા માછીઓએ તાપણું સળગાવી ભજન ગાવાનું શરૂ કર્યું.

# ભોળો શિકાર

અમારા પડોશમાં એક નવો માણસ રહેવા આવ્યો. એનું નામઠામ કોઈને ખબર નહિ. એના ઘરમાં એ એકલો જ. એક છૂટક નોકર રાખેલો, તે કચરો–પૂંજો કાઢી જાય. માણસ વીશીમાં જમતો હશે, એમ અનુમાન અમે કર્યું. સાધારણ રીતે અમને અમારા પડોશીઓમાં રસ નહોતો પડતો, પણ આ પડોશીની અતિ વિચિત્રતાએ અમારું ધ્યાન ખેંચ્યું. સૌથી પહેલું તો મેં જોયું કે એ જ્યારે પણ ઘેર આવે ત્યારે જાતજાતનાં બંડલો એની પાસે હોય જ. તે કાંઈ નોકરીધંધો કરતો હોય એવું જણાતું નહિ. પણ એમાં તો કાંઈ નવાઈ ન લાગી, કારણ એવા તો આ દેશમાં અસંખ્ય નજરે પડે છે. એ માણસ મોડી રાત સુધી કાંઈ લખતો જણાતો. એક દિવસ અમે નાટક જોઈ રાત્રે અઢી વાગે ઘેર આવ્યાં, ત્યારે પણ અમારા પડોશીનું ટાઈપરાઈટર ચાલતું હતું!

પછી બીજી મેં એક નોંધ લીધી. એ પડોશીને ઘેર ટપાલના ઢગલેઢગલા આવતા; તેમાં પણ પારસલોનો તો પાર જ નહિ! એને કોઈ મળવા આવતું નહિ. એ જાણે આસપાસના વાતાવરણથી પર જણાતો. અમે બધાં તો એને મન અસ્તિત્વમાં જ ન હતાં! એ કાંઈ ધંધો કરતો નહિ, છતાં હમેશ અતિ વ્યવસાયમાં ડૂબેલો જણાતો. અમારા એક પણ પડોશી સાથે તેને સલામ કરવાનો પણ વ્યવહાર નહોતો. ગાડરિયા પ્રવાહથી કોઈ સહેજ જુદું હોય તો તે બધાનું

ધ્યાન ખેંચે છે. અને જુદું છે, માટે ખરાબ જ હોવું જોઈએ એવી અર્થહીન દલીલ બધા પડોશીઓએ મનમાં કરી લીધી.

હવે આ માણસ કોણ છે. તે અમારા અડોશપડોશમાં સૌથી મહત્ત્વનો પ્રશ્ન થઈ પડ્યો. એક જણે કહ્યું, કોઈ ક્રાન્તિકારી હશે. ત્યારે બીજાએ વળી તરંગ ચલાવ્યો કે કોઈ મોટો છૂપી પોલીસનો માણસ હશે. ત્રીજાએ વળી તુક્કો કાઢ્યો કે, કોઈ મોટી ચોરની ટોળીનો સરદાર હશે. કેટલાકની ચિકિત્સાવૃત્તિ એટલી બધી ઉશ્કેરાઈ ગઈ, કે પેલો માણસ બહાર જાય તો એની બારીના સળિયામાંથી એના ઘરમાં ડોકિયાં પણ કરતા, પણ અંદર કાંઈ અસાધારણ ચીજ નજરે પડતી નહિ. ત્યારે એ હતો કોણ?

એક દિવસ વિચિત્ર રીતે અમારે એની સાથે જરા ઓળખાણ થઈ. એક દિવસ વાસણ માંજતા અમારા નોકરને રાખમાથી વીંછી કરડ્યો! નોકર બૂમેબૂમ પાડવા લાગ્યો—'ઓ રે—વીંછી કરડ્યો! મરી ગયો!' વગેરે વગેરે. એના ઘાંટા સાંભળી પડોશીઓ દોડી આવ્યા, અને આપણા દેશમાં તો દરેક જણ વૈદ, દાક્તર કે હકીમ તો હોય છે જ, તેથી દરેકે, શું કરવું તે વિષે એક સામટી સલાહો આપવા માંડી.

એટલામાં બધાની હદપાર નવાઈ વચ્ચે પેલો પડોશી હાથમાં દવાની બાટલી લઇ આવી પહોંચ્યો. બીજા પડોશીઓ તો મોઢેથી જ ઉપચારોની ભલામણ કરતા હતા, પણ આ માણસે તો બાટલી ઉપર લખેલી રીત વાંચી, તે પ્રમાણે અક્ષરશઃ દવા ચોપડી. નોકરને તેથી કાંઈ ફાયદો ન થયો, પણ અમને તો ફાયદો થઈ જશે, કારણ અમારે એ પડોશી સાથે એ બહાને જરા ઓળખાણ થઈ શકશે, એવી અમને આશા બંધાઈ.

ઘણા દિવસોથી અતૃપ્ત રહેલી અમારી જિજ્ઞાસા તૃપ્ત કરવાની આજે તક મળી રહી, એમ બધાને લાગ્યું. હાજર રહેલા પડોશીઓનું

તેની આસપાસ ટોળું વળ્યું; પરન્તુ કોઈ એને કાંઇ પૂછે તે પહેલાં જ તે બોલ્યોઃ "તમને લોકોને ભલી આટલી નવરાશ મળે છે—હું કદાચ બહુ ધીમો હોઇશ. ગમે તેમ હોય, પણ મારે તો જવું જ જોઈએ—" અને તેના મોં ઉપર પેલી અતિવ્યવસાયની રેખાઓ દેખાઈ અને તે ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી અમારી સહુની અજાયબી વચ્ચે એ પડોશીને ઘેર એક સ્ત્રી આવી! વળી એકદમ અમારા આખા લત્તામાં ભારે સનસનાટી ફેલાઈ. સર્વની ચિકિત્સાવૃત્તિ ઉપર ફરી વળેલી રાખ, આ સ્ત્રીના આગમનથી એકાએક ખંખેરાઈ ગઈ. પેલો માણસ માત્ર એક નિરુપદ્રવી ગાંડો છે એવી જે સામાન્ય માન્યતા ફેલાઈ હતી તેમાં અચાનક ભંગાણ પડયું. હિન્દુઓને પોતાના નીરસ જીવનમાં કોઇ ભંગાણ પડાવે, વિઘ્ન નાંખે તે પસંદ પડતું નથી, પોતાની માન્યતા પછી ભલેને તે સાવ ખોટી હોય, તો પણ તે ખોટી કરે, તે તેમને બહુ ઉપાધિરૂપ લાગે છે; પરન્તુ તે નવી પરિસ્થિતિમાં જો કાંઇ નિન્દાનું સાધન મળી રહે તો તેમનો જીવ અનહદ સંતોષ પામે છે.

આ નવી આવેલી બાઈ આધેડ વયની, બેવડા બાંધાની, અને સૌન્દર્ય અને કુરૂપતાને ત્રાજવે તોળ્યાં હોય તો સૌન્દર્ય તરફ તો પલ્લું ન જ નમાવે એવી હતી, છતાં પડોશીઓની કલ્પનાશક્તિ એકદમ સતેજ બની ગઈ. આ એની પરણેલી સ્ત્રી હશે, એમ માનવાની અમારા સિવાય, અમારા સર્વ પડોશીઓએ સાફ ના જ પાડી. એ લોકોમાંથી ઘણાખરાની સ્ત્રીઓ આ બાઈ કરતાં બાહ્ય દેખાવમાં કાંઇ ચડે એવી હતી નહિ, છતાં આ બાઈ કદરૂપી છે, માટે પેલાની સ્ત્રી તો નહિ જ હોય, 'આવીને કોણ પરણે?' વગેરે દલીલો ચાલી. 'આ તો ભાઈ સાહેબ કોઇ વિધવાબાઇને ઉપાડી લાવ્યા લાગે છે' એવી વાત પણ ચાલી. અને એક ભાઈ (જે પોતાની વિધવા ભાભી સાથે સંસાર ચલાવતા હતા) તો એટલે સુધી બોલી ગયા કે આપણા આવા ઊજળી વસ્તીના લત્તામાં આવો સડો ન જોઇએ. તેમણે એમ

પણ કહ્યું કે, 'હા, હવે જિંદગી છે—આપણે કોઈ સંપૂર્ણ તો નથી જ. ખાનગીમાં ગમે તેમ કરીએ પણ આમ જાહેરમાં અનીતિ ચાલે, તો આપણા મહોલ્લાનું વાતાવરણ કેટલું કલુષિત બની જાય!' પોતાના ૭ વર્ષના ભત્રીજા તરફ આંગળી ચીંધી તે બોલ્યા—'આ બાળકો ઉપર કેવી ખોટી છાપ પડે!' અલબત્ત બધા પડોશીઓ આ દલીલો સાથે પૂરેપૂરા સંમત થયા.

અમારા મહોલ્લાની સર્વ સ્ત્રીઓએ આ નવી બાઈનો બહિષ્કાર કરવાનું નક્કી કર્યું. પછી ત્રીજે દિવસે એ બાઇ બપોરને વખતે અમારે ઘેર આવી. બહિષ્કારના ઠરાવની અમે ખાસ વિરુદ્ધ હતાં, એટલે મેં તો એ અજાણી બાઇને ખાસ્સો આવકાર આપ્યો. એણે આવતા વેંત જ મને એક વિચિત્ર સવાલ પૂછ્યો. "કહોને બહેન, મારા પતિ વિશે તમે શું ધારો છો?" બાઇના હાથમાં કાચની બંગડીઓ હતી, કપાળે ચાંદલો હતો, ગળામાં મંગળસૂત્ર હતું, તે વિધવા તો નહોતી જ. પણ એનો સવાલ વિચિત્ર હતો. મેં કહ્યું, "એ અમારી કોઇની સાથે કદી બોલતા નથી, એટલે અમને એમના સંબંધી કશી જ ખબર નથી. પણ તમે કેમ એમ પૂછ્યું!" ત્યારે તેની આંખમાંથી આંસુની ધારા ચાલી. તે રડતી રડતી બોલી, "હું ધારું છું કે એ ગાંડા જ છે." મેં પૂછ્યું, "હમણાં જ એવા લાગે છે, કે પહેલેથી એવા જ છે?" તે બોલી, "હું તો હજી બે ચાર દિવસ ઉપર જ પરણી છું ને! પહેલાંની વાત મને ક્યાંથી ખબર હોય! તેથી તો તમને પૂછવા આવી છું."

પછી પેલી બાઈએ પોતાનો ઇતિહાસ શરૂ કર્યો: "હું નાનપણમાં પરણી, નાનપણમાં જ વિધવા થએલી. મારાં માબાપ પણ ઘણાં વર્ષોથી દેવલોક થએલાં, હું મારા કાકાને ઘેર રહેતી હતી. મારા કાકા જુવાનીમાં બહુ સુધારકમાં ખપતા. પણ કાકીના મરણ પછી તેમનું મગજ જરા ચસકી ગયું. હું આવડી ચાળીસ વર્ષની થઈ ત્યારે મને કહે કે, "આપણે સમાજસુધારક કહેવાઇએ, અને વિચારને આચારમાં

કેમ ન મૂકીએ? વિધવાના પુનર્લગ્નમાં હું માનતો આવ્યો છું, ને આટલાં વર્ષો મેં તને કેમ ન પરણાવી?"

"મેં કહ્યું, "હવે મારે માથે ધોળા વાળ આવ્યા, હવે લગનની ક્યાં વાત કરો છો?" પણ કાકા શેના માને? તેમણે છાપામાં જાહેર ખબર મોકલી. જુવો, આ તે જાહેરખબર," આટલું બોલી તે બાઇએ ગજવામાંથી એક છાપાનો ચોળાઇ ગએલો ટુકડો કાઢ્યો. મેં તેમાં નીચે મુજબ વાંચ્યું:—

તમારો ફોટો મોકલો.

એક શિક્ષિત વિધવા પુનર્લગ્ન ઇચ્છે છે.

આજે જ પત્રવ્યવહાર કરો. (નીચેને સરનામે):—

"ત્રણ દિવસ પછી એક કાગળ અને છબી આવ્યાં"—પેલી બાઈએ આગળ ચલાવ્યું,—તે કાગળમાં લખ્યું હતું કે, તમારો હુકમ આવ્યો કે તરત જ હું છબીવાળાને ઘેર ગયો—મેં એને બેવડા પૈસા આપી, બે દિવસમાં ફોટો તૈયાર કરાવ્યો, તે, આ સાથે બીડું છું. મારું સરનામું ઉપર મુજબ છે.

"મારા કાકા આ જવાબથી બહુ ખુશી થયા, પણ મેં કહ્યું: 'આ માણસ પરણવા માંગતો જ હોય તો મારે વિશે કશી વધારે તજવીજ ન કરે, કશું પૂછાવે નહિ!' (મારે એટલું કહેવું જોઇએ કે કાકાના ગાંડાઘેલા તરંગી જીવનથી હું કંટાળી ગઈ હતી અને કોઇ સારો આધેડ વયનો ઠેકાણે પડેલો કમાતો રળતો પુરુષ મળે, તો તેની સાથે લગ્ન કરવાનો મેં વિચાર કર્યો જ હતો.) પણ કાકા શેના માને? તેમણે તો તાબડતોબ પેલા માણસને કાગળ લખ્યો કે, "તમે પહેલી ગાડીએ અહીં ચાલ્યા આવો—લગ્નની બધી સામગ્રી તૈયાર છે." એ માણસ પહેલી જ ગાડીએ આવ્યો, અને જાણે ફરજ અદા કરતો હોય તેમ પરણ્યો, અને એ રીતે હું અહીં આવી છું."

આ વિચિત્ર કહાણી મેં રસભેર સાંભળી. પછી મેં તે બાઈને પૂછ્યું, "પણ તમારા પતિમાં તમને બીજી કશી વિચિત્રતા લાગે છે ખરી?"

"કશી વિચિત્રતા!" તે બરાડી ઊઠી—"એમનામાં સાધારણ માણસનાં કોઈ લક્ષણ જ નથી! મારા કાકાને હું ગાંડા ગણતી હતી. પણ આમની આગળ તો તે અત્યન્ત ડાહ્યા ગણાય. આ તો તદ્દન ચક્રમ છે." હિન્દુ સ્ત્રીને—આર્ય પત્નીને ન છાજે એવા શબ્દોમાં પોતાના પતિને તેણે પ્રમાણપત્ર આપી દીધું. વળી તે જરા શ્વાસ ખાઈ આગળ બોલી,

"આમની ઘેલછા વિચિત્ર પ્રકારની છે—આ ચાર દિવસમાં જ હું તે સમજી ગઈ છું—પહેલે દિવસે તો હું ગુંચવાઈ ગઈ, એમણે આખો દિવસ ટાઈપરાઈટરથી લખ્યા જ કર્યું, ને સાંજે બજારમાંથી મોટો ટોપલો મજૂરને માથે ઊંચકાવી ઘણી ચીજો લેવડાવી લાવ્યા. મેં પડીકાં ખોલ્યાં તો તેમાંથી નાહવાના સાબુ, કપડાં ધોવાના સાબુ, માથાનાં તેલ, સુગન્ધિત સેન્ટ, નુકસાની કાપડ, વગેરે ઘણું નીકળ્યું. મેં પૂછ્યું 'આ શું?' ત્યારે એ કહે કે, એ તો છાપામાં આવ્યું હતું—એમ કહી મને બે ચાર છાપાંમાંની જાહેરખબરો બતાવી—એક જગાએ હતું:—

"તમે નાહવામાં ગોદરેજ કેમ નથી વાપરતા?" મેં પેલા પડીકાંમાં ગોદરેજના સાબુની પેટી જોઈ હતી. બીજી જાહેરખબર હતી:—

"નાહવા માટે અમારા સુખડના સાબુ જ વાપરો." સુખડના સાબુની પણ એક પેટી પેલાં બંડલોમાંથી નીકળી હતી. વળી એક પેટી પેલાં બંડલોમાંથી નીકળી હતી. વળી એક બીજી જાહેરખબર હતી: "કપડાં તો ટોમકોના બાર સોપથી જ ધોજો." ટોમકોનો બાર પણ એક લાંબા પડીકામાં હતો. વળી એક બીજી જાહેરખબર

હતી—“જો તમે સુગન્ધિત ‘સેન્ટની રાણી’ નહિ વાપરો તો તમારા મિત્રો પણ તમારી હાંસી કરશે” ‘સેન્ટની રાણી’ની બાટલી પણ એક પડીકામાં હતી. વળી બીજી એક જાહેરખબર હતી, “અમારી દુકાને આવી નુકસાની કાપડ ખરીદ કરો.”

“હું બેબાકળી બની આ સર્વ જોઈ રહી હતી, એટલામાં એમણે ફરી કોટ ટોપી પહેરી લીધાં. મેં પૂછ્યું, ‘ક્યાં ચાલ્યા?’ ત્યારે કશું બોલવાને બદલે એક સીનેમાની જાહેરખબર મારા તરફ ફેંકી તે ચાલ્યા ગયા. મેં તે કાગળિયું વાંચ્યું–તો તેમાં લખેલું હતું. “આજે સાંજે અમારે ત્યાં અવશ્ય પધારો.”

આટલી વાત થઈ ત્યાં પોસ્ટમેનનાં પગલાં સંભળાયાં, અને મોટાં મોટાં પાર્સલો લઈ, તે પેલા વિચિત્ર માણસના ઘર આગળ ઊભો. તેથી બાઈ ઊઠી. મેં તેને ફરી આવવાનો આગ્રહ કરી વિદાય કરી. હવે મને આ દંપતીમાં ખૂબ જ રસ પડયો. સાંજે મારા પતિને મેં સર્વ વાત કરી. જમી પરવારી અમે એ માણસને ઘેર ગયાં. પેલો માણસ ટાઇપરાઇટર ઉપર લખતો હતો–મારા પતિએ પૂછ્યું, “કેમ શું લખો છો?” તેણે ઊંચું જોયા વગર જવાબ આપ્યો. “બધાને જવાબો લખું છું. તમે બધાં શી રીતે પહોંચી વળો છો?” મારા પતિએ પૂછ્યું, “શેની વાત કરો છો? કાંઇ સમજાયું નહિ.”

તેણે બોલ્યા વગર પાસે પડેલા થોકબંધ કાગળનો આંગળીથી નિર્દેશ કર્યો. અમે બન્ને તે વાંચવા મંડયાં.

પહેલો કાગળ હતો:—

મે. સાહેબ,

તમે પૂછાવો છો કે “તમને કેટલા શબ્દો આવડે છે” તેનો જવાબ લખવા હાલ હું અશક્ત છું; હું આખી રાત જાગું છું તો પણ તમારા સર્વના સવાલોને પૂરો પડી શકતો નથી. હું હાલ મને

જેટલા શબ્દો આવડે છે, તેની યાદી તૈયાર કરું છું, તે કરી લીધા પછી તમે સૂચવેલો શબ્દકોષ ખરીદ કરીશ."

બીજો પત્ર હતો:—

મે. સાહેબ,

તમે કદાવર, મજબૂત થવાની સલાહ આપો છો, પણ તે જ છાપામાં બીજા એક ગૃહસ્થ પાતળા થવાની સલાહ આપે છે. તમારી બન્નેની દવાઓ કરવાથી હાલ હું છું તેવો જ રહ્યો છું.

વળી ત્રીજો પત્ર નીચે મુજબ હતો:—

મે. સાહેબ,

તમે લખ્યું હતું કે "મસળો—મસળો—અમારું બામ ખૂબ જ મસળો" તો મારે જણાવવું જોઈએ કે તમારી આજ્ઞાનુસાર વર્તન કરવાથી મારે શરીરે ફોલ્લા ઊઠ્યા છે.

ચોથો કાગળ નીચે મુજબ હતો:—

મે. સાહેબ,

તમે લખો છો કે આજે જ મંગાવો—માથાના ખરી પડતા વાળ અટકાવવા અમારી અકસીર દવા, પરન્તુ મારા વાળ ખરતા નથી. જો ખરી પડવાની કોઈ દવા આવતી હશે, તો તે વાપરી પછી જરૂર તમારા કહ્યા મુજબ દવા વાપરીશ.

અમે બન્નેએ એક બીજાના સામું જોયું. પેલા ગૃહસ્થ તો એ જ ઢબના બીજા અસંખ્ય કાગળો લખવામાં મશગૂલ હતા. અમે ધીરે પગલે ચાલ્યાં ગયાં.

બીજે દિવસે વળી પેલી બાઈ મારી પાસે આવીને કહેવા લાગી, "જુવોને બહેન, કાલની ટપાલમાં નાનાં બાળકો માટે ગ્લેકસોનો

મોટો ડબ્બો આવ્યો છે, મેં એમને કહ્યું આપણે ઘેર છોકરાં નહિ, તે આને શું કરીશું—ત્યારે કહે કે "ઘેર ઘેર ઘોડીઆં બંધાવનારાઓને પણ મેં લખેલું છે." વળી કેટલીએ કંપનીઓમાં વીમા ઉતરાવ્યા છે. મેં ખાનગી રીતે તપાસ કરાવી, તો એમના બાપ પુષ્કળ પૈસા મૂકી ગયેલા છે, તેથી આ ગાંડપણ નભે છે, નહિ તો શું એ થાત! કાલે તો એક શેઠની મીલમાં રાતપાળી કામ કરનાર તરીકે જવાના હતા. કોઈ છાપામાં એવી જાહેર ખબર આવી હશે. પછી મેં બહુ સમજાવ્યા, ને કહ્યું: 'તમે ન જશો, આપણા નોકરને તે જગાએ મોકલીશું, ત્યારે માન્યું"

તે જ દિવસે રાત્રે પેલી બાઈએ અમારાં બારણાં ઠોક્યાં: "જરા જલદી આવોને, એમને કશું થઈ ગયું છે." અમે ત્યાં ગયાં તો પેલા ગૃહસ્થ પથારીમાં પડ્યા હતા. બેભાન જણાતા હતા. દાક્તરે આવી દવા આપી; અને અતિશય કામના બોજાને લીધે Blood pressure થયાનું જણાવ્યું. પેલો માણસ પથારીમાં પડ્યો પડ્યો પણ વારંવાર ઝબકી ઊઠતો. ટાઈપરાઈટર, ટપાલ, છાપાં વગેરે શબ્દો લવ્યા જ કરતો.

તે કોઈ કોઈ દિવસ બરાબર ભાનમાં આવતો. એવી એક તક સાધી, અમે તેને સમજાવ્યું કે 'છાપાં વગેરેમાં તો ફક્ત જાહેર ખબર આવે, એ તો વેપારીનો માલ વેચવાની રીત છે.' પણ ઘણાં વર્ષોની ગેરસમજ તેના નબળા પડી ગયેલા મગજમાંથી કેમ ખસે? તે જવાબમાં ફિક્કું હસીને બોલ્યો. "ઝંડુનો દ્રાક્ષાસવ વાપરવાનું લખે છે તે મંગાવી લઈશ. પેલો પુછાવે છે કે, 'તમે કદરૂપા છો?' તે વિષે હું શું જવાબ લખીશ? જુદાં જુદાં દંતમંજનોથી ઘરમાં એક ઓરડો ભરાઈ ગયો છે. મારાથી આ બધાને નથી પહોંચી વળાતું. મોટરો કેટલી ખરીદું? ફૂલઝાડનાં બી ખરીદવાં પડશે. ઇન્ડીપેન્ડેન્ટ પેનોથી એક ટેબલનું ખાનું ભરાઇ ગયું છે. પેલા ગૃહસ્થ દારૂ પીવાની ભલામણ કરે છે. હું તો કેટલું કરું ને કેટલું ના કરું. વળી 'આટલું તો

જાણજો' આટલું તો વાંચજો જ–' એવાં પુસ્તકોનો પણ પાર નથી. કોણ જાણે દુનિઆના બધા લોકો આ બધા ઉપરાંત નોકરી ધંધો રમત ગમત બધું શી રીતે કરે છે? જવેલરી :માર્ટમાં જવું પડશે. પી. ધનજીભાઈના સોડાલેમન, અમૃતબિન્દુ, સોનેરી તક, સરકસ, નાટક, પેલી નવી નિશાળવાળો લખે છે–તમારા છોકરાને કઈ નિશાળમાં મોકલો છો?"

દાક્તરોના ઘણા પ્રયત્નો છતાં અમારા આ પડોશીને કાંઈ ફાયદો ન થયો. આખરે એક અંધારી રાત્રે તે બોલ્યોઃ 'અનાથ-આશ્રમવાળા કહે છે અમારાં છોકરાં દત્તક લઈ જાવ; હરક્યુલસ સાઇકલ, રેડીઓ, હજામતની બ્લેડ, સેકન્ડહેન્ડ ફરનીચર, ઓ રે–લખો અથવા મળો પત્રવ્યવહાર ખાનગી...બોક્સ નંબર...ચોખ્ખો ગોળ, ડોંગરેનું બાલામૃત...માથાનું અમૃત તેલ...' આટલું બોલતાં અગણિત વસ્તુઓ વિષેની અતૃપ્ત વાસનાઓ સહિત જાહેરખબરોનો ભોગ બનેલો તે ભોળો શિકાર આ જાહેરખબરોથી ભરપૂર દુનિયા ત્યાગી ચાલ્યો ગયો.

એ જ્યાં ગયો છે, ત્યાં પણ થોડી જાહેરખબરોનો રિવાજ હોય તો સારું–નહિ તો જાહેરખબરોના અતિરેકથી પોતાની વિવેકબુદ્ધિ ગુમાવી બેઠેલા એ ભલા પડોશીનું શું થશે?

# રાણક

મારા ઘરને આંગણે બે મોટાં ઝાડ છે.

ઝાડની જાત કે તેનાં નામઠામ વિષે મને કશી ખબર નથી. પણ મેં મારી મેળે જ તેમનાં નામ પાડયાં છે. ડાબે હાથે છે, તેનું નામ રાજા, અને જમણે હાથે તેની રાણી. બન્ને લીલાંછમ્મ છે, અને બન્નેને માથે પીળાં ફૂલનાં એટલાં ઝૂંડ છે કે જાણે સોનાના મુગટ પહેર્યાં ન હોય !

જ્યારે પશ્ચિમનો પવન વાય છે, ત્યારે રાજારાણીના ફૂલના મુગટ-માંથી આછીઆછી અતિશય મીઠી સુગંધ આવે છે. રાણીની એક ડાળી ઉપર એક પક્ષીએ માળો બાંધ્યો છે. પક્ષીઓનાં નામઠામ વિશે પણ મને કશી જ ગતાગમ નથી, તેથી આ પક્ષીનું નામ મેં 'રાણક' પાડયું છે. રાણકને તો મેં નજરે જોઇ પણ નથી, પણ એનું મીઠું સંગીત આખો દિવસ ચાલુ જ હોય છે. સવારના પહોરમાં કાગડાઓ વહેલા ઊઠી–પોતાને મન મીઠું લાગતું–સંગીત શરૂ કરે છે, ત્યારે મારી રાણક ચુપ રહે છે. 'મારી રાણક' કહું છું, કારણ મારા મનથી મેં એને મારી કરી લીધી છે. કાગડાઓ શાન્ત થાય કે તરત રાણક ગીત ગાવા માંડે છે. એના ગીતમાં સમજો તો ઘણુંએ સમજાય એવું છે, ને કંઇ ન સમજવું હોય તો પણ ગાયન જ એટલું મધુરું હોય છે કે સાંભળીને ખુશ થઇ જવાય. જ્યારે રાણક ગીત ગાય છે, ત્યારે રાણી

પોતાનું માથું ડોલાવી તેને ઉત્તેજન આપે છે; અને રાજા ? રાજા તો ગાયનમાં એટલો લીન થઈ જાય છે કે તેનું આખું શરીર રાણકના ગીતને તાલ દેતું ડોલે છે.

ચોમાસાની એક સાંજે વરસાદ પડ્યો. રાજારાણી ખૂબ લહેરમાં આવેલાં જણાયાં. પવનના સપાટા બન્ને હસતાં હસતાં સહન કરતાં હતાં. પોતાનાં સોનેરી માથાં નીચાં નમાવી રાજારાણી એક બીજા તરફ જોઈ ખૂબ હસતાં હતાં. રાણક માળામાં ગુપચુપ બેઠી હતી. અંદર શું કરતી હશે, તે તો એ જ જાણે. વરસાદ અટક્યો ને તરત તડકો પડ્યો. પાણીનાં ટીપાં રાજારાણીના સુંદર લીલા પોશાક ઉપર મોતી માફક બાઝીને હીરા માફક ચળકવા લાગ્યાં. આકાશમાં મેઘ-ધનુષ થયું; વાતાવરણ શાન્ત થઈ ગયું. હવા ખુશનૂમા બની રહી. રાજારાણી પણ જાણે ગંભીર વિચારમાં પડેલાં જણાતાં હતાં. એવામાં એકાએક મારી કિન્નરકંઠી રાણકે સંગીત શરૂ કર્યું !

શાન્ત સંધ્યાકાળ, મેઘધનુષ, વરસાદ પછીનો સમય, ઝાડ, પક્ષીનું ગીત બધું જ સાધારણ છે; કશુંય નવાઈ ઉપજાવે એવું નહિ, છતાં મારું હૃદય તે ચોમાસાની સાંજે આનંદથી ઉભરાઈ ગયું હતું.

# વરસગાંઠ

"કેમ, આજે ઊંઘવું નથી ?" અજિતની મા રાત્રે જમી પરવારી સોપારી ચાવતી અજિતના પલંગ પાસે આવી બોલી. અજિત એકદમ સજ્જડ આંખો મીંચી, સ્થિર સૂઈ રહ્યો. પોતાના મનની છૂપી વાત માને કહેવાનો એનો જરાયે વિચાર નહોતો. ખરું પૂછો તો અબલખ સિવાય એ વાત એણે કોઈને પણ કહી જ નહોતી; અને તે પણ અબલખે કોઈને પણ તે નહિ કહેવાના કેવા આકરા સોગંદ ખાધા, ત્યારે ! અને નહિતર પણ અબલખ તો અજિતનો લાકડાનો ઘોડો હતો, તે બાપડો કોને કહે ?

પાસેના પલંગમાં નાની રાધિકા નિરાંતે ઊંઘતી હતી. જોડેના ઓરડામાં અજિતનો મોટોભાઈ જયન્ત સૂતો હતો. ત્યાં પણ અંધારું ઘોર ! અજિતે ઓઢવાનું બરાબર ગળા સુધી ખેંચી લીધું અને પછી તકીઆને કાનમાં કહ્યું, "જો સાંભળ, આજથી આપણે આ પલંગ સાથે કટ્ટા છે. આજે મારે જાગરણ કરવાનું છે. હું છાનોમાનો જાગતો પડયો રહ્યો હતો, પણ આ પલંગભાઈને અદેખાઈ આવી એટલે એમણે 'ચીચૂડ ચીચૂડ' બૂમો પાડી માને બોલાવી. પલંગના મનની વાત હું જાણું છું; એને એમ છે કે અબલખ મારી આજની છૂપી વાત જાણે ને પોતે કેમ ન જાણે ? પણ હું મધરાતે તમને બધાંને— તને, પલંગને, ચાદરને, ઓઢવાનાને, અને મચ્છરદાનીને પણ મારી

વાત કહેવાનો જ હતો. પણ પલંગે આમ મને દગો દઈ માનો ઠપકો ખવડાવ્યો, એટલે હવે હું તમને કોઈને કશું નથી કહેવાનો.'' અજિતે આટલું લાંબું વાક્ય બોલી જરા શ્વાસ ખાધો. એને એમ પણ હતું કે તકીઓ કદાચ એની છૂપી વાત કઢાવવા માટે એની ખુશામત પણ કરશે.—પણ તકીઓ તો ભર ઊંઘમાં પડેલો જણાયો ? દૂર દૂર ઘડીઆળમાં દસના ડંકા થયા. અજિત પોતાનો જમણા હાથનો અંગુઠો દાંતથી કરડી બોલ્યો, '' મને કાંઈ ઊંઘ નથી આવતી.'' જવાબમાં ઊંઘે હસીને અજિતની આંખો ઉપર કાળો પાટો બાંધ્યો. થોડીવાર અંધારું જ રહ્યું.

વળી ચમકીને અજિત પલંગમાં બેઠો થઈ ગયો.—'ચીચૂ—ડ ' કરતી પલંગે પણ ચમકીને મોટી ચીસ પાડી. કોણ જાણે કેટલા વાગ્યા હશે ?

કદાચ **તે** બેસી ગયું હશે તો ? અજિતે પોતાના આખા શરીર ઉપર હાથ ફેરવી જોયો. કોઈ જગાએ **સાતમું વરસ** બેઠેલું લાગતું તો નહોતું. અજીતે સૂતાં સૂતાં જ સાતમા વરસની વાટ જોવાનું ધાર્યું. એ જ એની છૂપી વાત હતી. આવતી કાલે એની વરસગાંઠ હતી. જયન્તભાઈ કહેતા હતા કે રાત્રે ગમે ત્યારે નવું વરસ આવી બેસી જાય. તેથી જ અજિતે આખી રાત જાગવાનો છૂપો નિશ્ચય કરી દીધો હતો. '' હું ઊંઘતો નથી, ઊંઘવાનો પણ નથી, ને ઊંઘીશ પણ નહિ. ઊંઘવાનો પણ નથી ને ઊંઘીશ પણ નહિ, નો અર્થ એક જ કે જુદો ? મગજ કેમ ગુંચવાઈ જાય છે ? ને આંખો ઉપર કેટલો ભાર ?.........પણ હું ઊંઘવાનો તો ન......... ''

......અજિત જાગ્યો ત્યારે સવારનો બાલસૂર્ય એના ગભરાયલા ચહેરા તરફ જોઈ હસી રહ્યો હતો. અજિતે ફરી આખા શરીર ઉપર હાથ ફેરવ્યો. સાતમું વરસ બેસી ચૂક્યું; પણ હવે શું ? જયન્તભાઈ કહેતા હતા કે સૌથી વધારે મઝા તો વરસ બેસે ત્યારે જ પડે !

અજિતની આંખમાંથી આંસુ સરી પડયાં. માએ ઓરડામાં આવી હસતાં હસતાં પૂછ્યું, " આ શું અજિત ! વરસગાંઠને દિવસે રડતાં ઉઠાય કે ?"

અજિતે ડૂસકાં ખાતાં જવાબ દીધો, " મા, મને સાતમું વરસ બેસી ગયું ? "

માએ કહ્યું, " હાસ્તો, ને ગાંડા, તેમાં રડે છે શું ? નીચે જય-ન્તભાઈ અને રાધિકાએ તો તારી વરસગાંઠની કેવી કેવી તૈયારીઓ કરી રાખી છે ! "

બપોરે પીપળાના ઝાડ પાસે, એકાન્તમાં અજિતે ધીરે રહી અબલખના કાનમાં કહ્યું, " કાંઈ નહિ દોસ્ત, આપણે આવતે વર્ષે એને બેસતું પકડી પાડીશું. "

# પેલા જનમની પ્રીત

પ્રિય મિત્ર,

કોઈની પણ સમક્ષ મારું હૃદય ખોલવાનો મને અધિકાર નથી; અને આખી જિન્દગી મેં મારું હૃદય બંધ જ રાખ્યું હતું. આજે મરતી વખતે તને આ પત્રમાં બધું જ લખી દઉં છું. આ કાગળનો તું જવાબ લખી શકે, તે પહેલાં તો હું આ જગત ઉપરથી ક્યારનીયે ચાલી ગઈ હોઈશ! આજે મારું આખું જીવન તારી આગળ ખુલ્લું મૂકી દઉં છું.

આજથી આશરે એકવીસ વર્ષ ઉપર કોઈ અતિશય કમનસીબ ઘડીએ હું જન્મેલી. ઓહો! એકવીસ વર્ષના ટૂંકા ગાળામાં દૈવે મારે માથે કેટલું બધું દુઃખ નાખ્યું!

સાધારણ કુળના એક રજપૂતને ઘેર હું જન્મી. મારા જન્મ પહેલાં થોડા જ દિવસો અગાઉ મારા બાપુ મારી મા સાથે કાંઈ તકરાર થવાથી ઘરમાંથી ચાલ્યા ગયા હતા. આપણા દેશમાં મૂળે જ છોકરીનો જન્મ અવકારદાયક તો ન જ ગણાય, તેમાં વળી મારો જન્મ તો ખાસ દુઃખરૂપ ગણાયો. એક અમે રજપૂત, એટલે દીકરી પરણાવવી હોય ત્યારે ગણાય નહિ એટલા રૂપીઆ ખરચવા પડે. વળી બીજું કારણ,: મારા બાપુ પણ ઘેરથી ઝઘડો કરી ચાલી ગયા હતા; અને ત્રીજું કારણ પણ સબળ હતું. મારી મા જુવાનીમાં 'રૂપ રૂપનો

ભંડાર' ગણાતી. બાપુનું શરીર પણ ઊંચું, ભરાવદાર અને સુંદર હતું, એમ મારી મા ઘણીવાર કહેતી. ત્યારે એવાં મા—બાપને પેટે જન્મેલી હું, તદ્દન શામળી અને કદરૂપી થઈ.

મારા જન્મ વખતે મને પહેલવહેલી જોઈ મારી માએ બહુ કલ્પાંત કરેલું, મને ઘણીયે ગાળો દીધી હતી. બાપુનું ચાલી જવાનું કારણ પણ મારાં ખરાબ પગલાંને આભારી ગણાયું. પહેલે જ દિવસથી "આ કાળી છોકરીને ક્યાં પરણાવીશું–શી રીતે પરણાવીશું," એ ફિકર મારી માને પડી હતી. એનું ચાલ્યું હોત તો મને ભૂખે મારી પણ નાખત! કોઈ પણ જાતની સારી કેળવણી, સંસ્કાર કે સંભાળ વગર હું મારી મેળે વધવા લાગી. મૂળે જ હું કદરૂપી હતી, તેમાં મને બળીઆ બાપજી નીકળ્યા.

તે વખતે હું મરી જઈશ, એવી બધાંએ આશા સેવેલી, પણ હું મૃત્યુના મુખમાંથી જેમ તેમ બચી ગઈ. આજે થાય છે કે તે જ વખતે યમરાજાએ મને ઉપાડી લીધી હોત તો એથી રૂડું બીજું કાંઇ નહોતું. પણ દુઃખ ખમવાનું વિધિએ જ નિર્માણ કરેલું, ત્યાં યમરાજાનું પણ શું ચાલે? મૃત્યુના મુખમાંથી બચી તો ખરી, પણ શીળીનાં મોટાં મોટાં ચાઠાંથી મારું કદરૂપું મુખ વધુ કદરૂપું બન્યું.

પૈસાની સ્થિતિ તો અમારી પહેલેથી જ ખરાબ હતી. વળી ગમે તેવી પણ મા પરમાર રજપૂતાણી હતી, તેનાથી કાંઇ થોડું જ કમાવા જવાય? બાપુ તો હતા ત્યારે પણ જેટલું રળતા તે બધું જ અફીણમાં ખરચી દેતા. એટલે અમને રોજ સવારે ખાધા પછી ફાળ પડતી કે સાંજે શું ખાઇશું? અને સાંજે વાળુ પછી જાણતાં નહિ કે સવારે પેટ કેમ ભરીશું. થોડાં ઘણાં ઘરેણાં હતાં તે વેચીને અમે દુઃખે દિવસો વીતાવતાં હતાં. મને કોઈ ઠેકાણે ગોઠવી દેવા માટે મા સતત પ્રયાસ કરતી, પણ ગરીબ અને કાળી કદરૂપી છોકરીને કોઈ લેવા ખુશી નહોતું.

અમે ગરીબ હતાં, હું કાળી હતી, વરવી હતી, શીળીના ચાઠાં વાળી હતી, આ બધો મારો જ વાંક મનાતો. અને ધીરે ધીરે મારા મનમાં પણ ઠસી ગયું, કે મારે વાંકે જ આ સર્વ દુઃખ પડ્યું છે. મને એટલી નાનમ લાગતી કે જાણે ભોંયમાં પેસી જવાનું નિરંતર મન થઈ જતું.

એ જ વખતે ઓ પ્રિય મિત્ર! તું મને મળ્યો. તારી હવેલી અમારા ઘરની પાસે જ હતીને? પણ તું મારા કરતાં કરોડ દરજ્જે સુખી હતો. તારે વહાલસોયાં, સુખી અને પૈસાવાળાં માતપિતા હતાં, તારે સ્નેહાળ, આનન્દી અને પરમ રૂપવતી બહેન હતી. તારે શૂરવીર અને હોશીઆર ભાઈઓ હતા. આ બધું હોવા છતાં તું મારી તરફ શી રીતે આકર્ષાયો, તે ભેદ હું આજે મરતી વખતે પણ પામી શકતી નથી. તેથી માનું છું કે પૂર્વજન્મના સંસ્કારનું જ તે પરિણામ હોવું જોઈએ.

તને યાદ તો હશે જ, આપણે પહેલવહેલાં ક્યાં મળ્યાં હતાં તે? તારી બહેન પહેલા ખોળાના ભાણીઆને લઈ અંબા માતાને મંદિરે ભાણીઆના વાળ ઉતરાવવા એને સાસરેથી પૂર ઠાઠમાં આવી હતી. અહો! શું તેનું રૂપ હતું? કદાચ તારા કરતાં પણ તે વધારે રૂપાળી નહિ હોય? મેં તને પહેલીવાર તે જ દિવસે બરાબર પાસેથી જોયેલો. તું તારી બહેનના રથની બાજુમાં સુંદર કાળા ઘોડા ઉપર સવાર બની ચાલતો હતો. તમારી ભાઈબહેનની જોડ કેવી શોભતી હતી! તારો તે દિવસનો પહેરેલો તપખીરીઆ રંગનો ફેંટો અને તારાં પગરખાંનો ઘાટ પણ મને આજે આબાદ યાદ છે. તે વખતે તું માંડ અઢાર વર્ષનો હોઈશ.

તેં મારા સામું જોયું. ત્યારે હું શરમથી ગુંગળાઈ ગઈ હતી. મારું કદરૂપું મોઢું જોઈ તું મનમાં હસતો હોઈશ, એ જ વિચારે મારું ગયું હતું. માફ કરજે, ઓ પ્રિયતમ સુહૃદ! તારા

હૃદયની સાગર સરખી વિશાળતાનું મને તે વખતે ભાન નહોતું. હું તે વખતે કેટલા વર્ષની હતી ? ઊભો રહે, હું યાદ કરું–હા તે વાતને પાંચ વર્ષ વીત્યાં, એટલે હું સોળ સત્તર વર્ષની હઈશ. લોકો કદાચ હસશે કે એવડી છોકરી પ્રેમમાં શું સમજે ? તારી તરફ મને જે ભાવ થયો હતો, તેને 'પ્રેમ' કહેવાય એ તો મેં ઘણું મોડું જાણ્યું હતું. પણ તે દિવસે ઘેર જઈ મેં માને બધી વાત કરી દીધી. અને ઓ રે ! તે દિવસે મેં માના હાથનો એટલો બધો માર ખાધો હતો કે એટલું મારતાં, તે પરમાર રજપૂતાણી સિવાય કોઇનું પણ હૃદય દયાથી દ્રવી ઊઠે ! તે દિવસથી હું સમજી ગઇ કે તારી સાથે પ્રીત કરવી એ કોઈ અક્ષમ્ય પાપ છે. તું મોટા શ્રીમન્ત અને શૂરવીર સામન્તનો અતિ લાડકો દીકરો, અને હું લગભગ ભિખારી જેવા રજપૂતની અળખામણી દીકરી. આપણો મેળ કેમ ખાય ?

તારી બહેન, ભાણાના વાળ ઉતરાવવાની ગોઠવણ કરવા, તથા બીજી વ્યવસ્થા કરવા, પૂજારી સાથે વાતમાં રોકાએલી હતી, એટલામાં તું મારી પાસે આવેલો, એ તો તું કેમ જ ભૂલ્યો હોઇશ ? અહા ! એ ભવ્ય કાળા અશ્વ ઉપર બેઠેલો, ધીમે ધીમે મારી સમીપ આવતો તું, સાક્ષાત ઈન્દ્ર જેવો શોભતો હતો. મને તે વખતે થયેલું કે આખી અવનિનો રાજા પણ આથી વધુ દમામદાર, સુંદર અને અનુપમ તો ન જ હોય.

હું મંદિરના કૂવા ઉપર પાણી કાઢતી હતી. રજપૂત સ્ત્રીઓને સખત પડદો હોય, એટલે પાણી ભરવા પણ તેમનાથી ન જવાય. પણ આ કૂવો તો અમારા ફળીઆમાં જ હતો, અને તે તરફ કોઈ પુરુષોનો પગસંચાર ભાગ્યે જ થતો, તેથી અમે ત્યાં પાણી ભરવા જતાં. તેં મારી પાસે પાણી માગ્યું. તને જોઇને તરત જ ઉંચ કુળની રજપૂત વહુદીકરીઓ બેડાં કૂવા ઉપર એમનાં એમ રહેવા દઈ નાસભાગ કરવા મંડી. મેં તને પાણી પાયું. તું શું બોલેલો તે યાદ છે ને ? આપણે થોડી ઘણી વાતો કરી હતી. મને લાગેલું કે તું મારો ચિર-

ગનો પરિચિત મિત્ર હતો. તેં મારું મોઢું નહિ જોતાં મારું હૃદય જ
યું—એ કેવી અદ્ભુત ઘટના !

થોડી જ વારમાં ચંડિકા સમી મારી મા આવી, અને મને
ાંથી ઘસડી ગઈ. બસ ! એ આપણું પહેલું અને છેલ્લું મિલન !
ાએ મને કેટલો માર માર્યો, તે તો હું આગળ લખી ગઈ છું.
ાએ મને ધમકાવી પણ ખૂબ, અને માર અને ધમકીની અસર
રતી નહિ થાય, એમ માની છેવટે તેણે મને સમજાવવા માંડી. એ
કે કે, મોટાના છોકરા તો મોઢેથી મીઠું મીઠું બોલી છોકરીઓને
તરે. એ કદીયે સાચેસાચો તારી સાથે પ્રેમ કરે પણ ખરો કે !
ો કરતાં તું રૂપાળી કેટલી છે ? માના શબ્દો મારા હૈયામાં તીર
ાફક ભોંકાઈ ગયા. આખી રાત હું રડી. શું તું મારી મજાક કરતો
ો ? શું તું મને છેતરતો હતો ? ઓ મિત્ર ! તારી ક્ષમા માગું છું.
ને થોડી પળો માટે પણ તારા પ્રેમ વિષે શંકા ઉપજી હતી.

બીજે દિવસે સવારે મા અચાનક માંદી પડી ગઈ. તેને સખત
કવો થઇ ગયો. પહેલાં થોડાં વર્ષો ઉપર બે વાર એને આવા જ
કવાના હુમલા થયા હતા, અને મટી ગયા હતા. આ વખતે આઠ
વસ તે હાલ્યા ચાલ્યા વગર પડી રહી. તેની જીભ પણ અટકી
ઇ હતી. મરતી વખતે તે મારી સાથે એક શબ્દ પણ ના બોલી
કી. એ ગમે તેવી ક્રૂર હતી, પણ મારી જનેતા હતીને ? એને ગયે,
ે મારું અંગનું માણસ કોઇ ન રહ્યું. માના શબ આગળ બેસીને
ં ઘણું કલ્પાન્ત કર્યું.

એ દિવસો પણ વીતી ગયા. પછી તો મારા કોઈ દૂરના કાકા
ાવીને મને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં જતા પહેલાં છેલ્લી વાર તારાં
ર્શન કરી લેવાની મને કેટલી ઇચ્છા હતી, તે હું કયા શબ્દોમાં લખું ?

કાકા–કાકીને હું કેટલી ભારરૂપ હતી, તે વાતનો મને પૂરેપૂરો
ાલ હતો. તેથી રાતદિવસ વૈતરું કરી, એક વખત ખાવા પામતી,
પણ હું દુઃખનો એક પણ નિસાસો નાંખતી નહિ. કાકીનો

સ્વભાવ એટલો બધો કડક હતો કે તે સરખામણીમાં મારી મા તો બહુ જ ભલી માયાળુ લાગે. કાકા—કાકીને મારે માટે એક જ ચિન્તા હતી, તે એ કે મને ઝટઝટ પરણાવી દેવી. કાકી રોજ કાકાને કહેતાં, “ વર મળે કે ન મળે પણ આને પરણાવી જ દો. ” વરની શોધ તો ધમધોકાર થતી, છતાં કદરૂપી, ગરીબ અને મા—બાપ વગરની છોકરીને ઝટ વર ક્યાંથી મળે ?

એક દિવસ મેં સાંભળ્યું કે તું સખત માંદો પડી ગયો છે. ખાતો નથી, પીતો નથી, રાત્રે ઊંઘતો નથી, રાતદિવસ કોઈ અજાણી છોકરીનું નામ લવ્યા કરે છે. વૈદહકીમો કોઇ તારો રોગ પારખી શકતા નથી. તારા કુટુંબમાં કોઈ એ અજાણી છોકરીનું નામનિશાન જાણતાં નથી. તારી આવી સ્થિતિ જાણી મારું હૃદય તૂટી ગયું. શું જગતમાં બધાંને દુઃખ દેવા જ પ્રભુએ મને સરજાવી હશે ? ઘણા વિચારો કરવા છતાં તને મળવાનો સારો રસ્તો મને સૂઝ્યો નહિ. તારે ઘેર દાસી બનીને રહું, તો રોજ તારું મોઢું જોઈ શકું, તારું બિછાનું ઠીકઠાક કરી આપી શકું, તારો પાણીનો લોટો ભરી શકું, તારા ઓરડામાંથી કચરો વાળી શકું; તારાં એઠાં વાસણ પણ માંજી શકું, અને તારા કપડાં પણ ધોઈ શકું, તો જાણે જીવન સાર્થક થઈ જાય, એવું મને લાગતું. આવા અવ્યવહારુ વિચારો મારા મનમાં ઘોળાયા કરતા. છેવટે એક દિવસ હું કાકીને ઘેરથી નાઠી. મેં કશો વધુ વિચાર કર્યા વગર તારા ઘર તરફ ચાલવા માડ્યું. પણ દુર્ભાગ્યે કાકીને ખબર પડી ગઈ. કાકાએ મને અડધે રસ્તે પકડી પાડી. ઘેર મારા ઉપર ઘણો જ ત્રાસ વર્તાવ્યો. માત્ર હું કોઈ પુરુષ સાથે ભાગી ગઈ નહોતી, એટલું જ મારી તરફેણમાં ગણાયું.

તે પછી તરત મારી સગાઈ થઈ. કોની સાથે તે જાણવાની મને શી પરવા ? હું તો પેલા જન્મથી તારી જ સાથે પરણેલી હતી ને ! તો પણ કાકીએ કહ્યું, “ બરાબર તારે લાયકનો જ છે.”

મારાં લગ્ન પહેલાં, એક દિવસ હું મારી માને ઘેર કાંઈ સામાન લેવા ગઈ હતી. ત્યાંથી તારી ચિઠ્ઠી મને મળી. કોણ જાણે ક્યારે તું તે મૂકી ગયો હોઈશ? તેં લખ્યું હતું કે, "અન્તરના પ્રેમને બાહ્ય વસ્તુઓ સાથે કશો જ સંબંધ નથી. છતાં આ જન્મે નહિ મળાય તો ફિકર નહિ. હું આ આખી જિન્દગી તપ કરી, બીજે જન્મે તને મેળવીશ."

આ અભાગણી કદરૂપી માટે તું અહોભાગ્યશાળી તપ કરીશ? આ તે કેવો ન્યાય? પછી શું લખું? મારું લગ્ન થયું. મારો કહેવાતો વર ઘરડો, મિજાજી, વ્યસની અને ખરાબ ચાલનો હતો. કાકીએ સાચું જ કહ્યું હતું કે બરાબર મારે લાયકનો છે! આગલી ત્રણ બૈરીઓનાં મળીને એને સાત છોકરાં છે. એને પરણીને કોઈ ઝાઝું જીવતું નથી, એ મારો એક જ સધ્યારો છે. એને ઘેર મને કેટકેટલું અને કેવા પ્રકારનું દુઃખ પડ્યું છે, તેનું વર્ણન કરીને તારા સુકુમાર હૃદયને હું નહિ દુભવું. આટલાં વર્ષો ત્યાં રહ્યા છતાં ઓ મારા ભવોભવના મિત્ર! તું નક્કી માનજે કે તારા ચિન્તન સિવાય એ વર્ષોમાંની એક પળ પણ પસાર થઈ નથી.

અત્યારે માનસિક અને શારીરિક બન્ને વ્યાધિઓથી પીડાતી, હું મારા અન્તકાળની ઘડીઓ ગણી રહી છું. મારા મૃત્યુથી અહીં કોઈને શોક થવાનો નથી. અને હું તો મૃત્યુને મુક્તિદ્વાર સમજી દર પળે તેની અધિરાઈથી વાટ જોઈ રહી છું. એક ભલી પાડોશણના કહેવાથી મને ખબર પડી છે કે તું સંન્યાસી થઈ ગયો છે. મારે ખાતર તેં કેટલું કર્યું? આવતે ભવે હું બધાનો ખંગ વાળી આપીશ. તારા સંન્યાસીમઠમાં આ કાગળ તને હાથોહાથ પહોંચશે. આ જીવન એક ભયંકર સ્વપ્નસમું નીવડ્યું છે, તે તજીને પરમ પ્રકાશના ધામમાં તારી રાહ જોતી બેસીશ.

લી૦

તારા ભૂત અને ભવિષ્યના

જીવનની સાથી.

# નાનકડો આર્થર

મીસીસ સ્યુલરને ત્રણ બાળકો હતાં. સૌથી નાનો આર્થર છ જ વર્ષનો હતો. હું રાત્રે સાડા નવ વાગે એ લોકોને ઘેર પહોંચી, ત્યારે મીસીસ સ્યુલરે કહ્યું, " મારો આર્થર તમારા આગમનના સમાચાર સાંભળી એટલો ઉશ્કેરાઈ ગયો હતો કે નવ વાગ્યા સુધી ઊંઘી ન શક્યો. હમણાં જ મેં તેને સમજાવીને સુવાડી દીધો. "

સવારે મારા ઓરડાનું બારણું મેં ખોલ્યું, ત્યારે નાનકડો આર્થર સામે જ ઊભો હતો. અમે નાસ્તો ખાવા બેઠાં ત્યારે પોતાની ઊંચી ખુરસી ઉપર બેસી, ખાવાપીવાનું ભાન ભૂલી આર્થર એકધા ટસે મને પગથી માથા સુધી નિહાળી રહ્યો. એના પિતાએ એનું મૌન તોડાવવા કહ્યું, " આર્થર, તું હિન્દુસ્તાન વિષે બહુ સવાલો પૂછવાનો હતો, તેનું શું થયું ? "

આર્થરની વાચા ખુલી : એણે પૂછ્યું, " તમારા દેશનો પ્રમુખ કોણ છે ? "

શરમાવાનો હવે મારો વારો આવ્યો. મેં કહ્યું, " અમારા દેશમાં તો રાજા છે. "

આર્થર બોલ્યો, " તમારા રાજાનું નામ શું ? "

મેં કહ્યું, " પાંચમો જ્યોર્જ. "

આ સાંભળી આર્થરનો આખો ચહેરો હસી ઊઠયો; હસતો હસતો તે બોલ્યો, " તમે તો મને બનાવો છો. જ્યોર્જ તો ઈંગ્લાંડનો રાજા છે."

શરમની મારી હું ચુપ બેઠી.

આર્થરના પિતા બોલ્યા, " કેમ આર્થર, કૅનેડામાં જ્યોર્જ રાજા રાજ્ય કરે છે, તે તું નથી જાણતો ? તેજ પ્રમાણે એ રાજા હિન્દુસ્તાનમાં પણ રાજ્ય કરે છે. "

બહુવાર મનમાં ને મનમાં કાંઈ વિચાર કર્યા પછી આર્થરે પોતાના પિતાને પૂછ્યું,

" ડેડી, હું કૅનેડા જાઉં તો મારે પણ રાજાના હાથ નીચે રહેવું પડે કે ? "

પિતાએ કહ્યું, " હાસ્તો. "

તરત જ સોનેરી વાંકડીઆ વાળવાળું પોતાનું નાનકડું માથું હવામાં ઉછાળી આર્થર બોલ્યો, " તો તો હું એકદમ યુનાઇટેડ સ્ટેટ્સમાં પાછો ચાલ્યો આવું. "

## ગરીબનું ધન

સાબરમતીમાં આ વર્ષે જે ભયંકર પૂર આવ્યું, તે વખતે ઘણાંનાં ઘરબાર તણાઇ ગયાં. એક વાઘરીને મોઢે સાંભળેલી એની વીતકકથા જેવી યાદ રહી તેવી લખી નાખું છું.

×

નદીના તટ ઉપર અમારી શાકની વાડી હતી. વાડીને એક છેડે જરાક ઊંચી ભેખડ ઉપર અમારું ઝૂંપડું હતું. અમારી વાડીમાં ઓણ સાલ કોળું, કાકડી, તુરિયાં, ભીંડા, ગલકાં, ગુવારની સીંગો અને કારેલાં વાવ્યાં હતાં. વાડકંકોડાં કોઈના વાવ્યા વગર જ, થોરની વાડ ઉપર દરસાલ થતાં. શાકભાજીના નાના છોડ તેમજ વેલાઓ ઉપર પીળાં લીંબોઈ રંગનાં ફૂલ બેઠાં હતા.

આ જ ઝૂંપડામાં મારો જનમ થએલો. મારાં આઠે છોકરાં પણ અહીં જ જન્મેલાં. અમારા ડોસાનું મોત પણ આ જ ઝૂંપડામાં. અમારી આસપાસનાં ઝાડની માફક—કહોને અમારાં પણ મૂળીઆં જ આ જમીનની અંદર જાણે રોપાઈ ગએલાં.

એક રાતે સાબરમતીએ સમુદરનું સ્વરૂપ લીધું. નિત્યની દયાળુ, માયાળુ સાબરમતી, તે રાતે બિહામણી, કાળકા માતા બની ગઈ! અમારી વાડી જોતજોતામાં નદીનાં જોસભર્યાં વહેણથી ધોવાઈ જવા લાગી. આગળ કહ્યું તેમ, અમારી ઝૂંપડી જરા ટેકરાના ભાગમાં

હતી. કોઈ કોઈ વરસે, ચોમાસામાં મોટું પૂર આવે ત્યારે અમારી વાડી થોડી ઘણી ઘસડાઈ જતી, તેવે વખતે 'ભગવાનને ગમ્યું તે ખરું.' કહી અમે સંતોષ માનતાં.

પણ આ સાલનું પૂર તો ગજબનું હતું, કોઈ દુકાળીઆ દેશાવરથી ભૂખી થઈ ભાગી આવતી નદી, જાણે બધું જ ખાઇ જવા માગતી હતી. જોતજોતામાં અમારી આખી વાડી પાણીમાં ડૂબી ગઈ. વચ્ચે વચ્ચે વાવેલા એરંડાના ઊંચા છોડ પણ પાણીમાં પેસી ગયા. અમારાં કૂકડાં ડરી જઈને ઊંચા કણજીના ઝાડ ઉપર ચડી બેઠાં હતાં, અમારી પાળેલી બકરી બીકથી આક્રંદ કરતાં પોતાનાં બચ્ચાંઓને આ કુદરતી આફત સંબંધી કોણ જાણે શીએ સમજૂતી આપતી હતી. અમારી ખાંડી ભેંશ, પોતાના પાડાને પડખામાં લઈ જાણે પ્રલયકાળની રાહ જોતી ધીરજથી ઊભી હતી, પણ પાડું બીકને લીધે આકૂળવ્યાકૂળ બની કૂદમકૂદી કરતું હતું.

અમે ધારતાં કે બધું ડૂબશે પણ અમારા ઝૂંપડામાં પાણી નહિ જ પેસે. તેટલામાં તો એકદમ પાણીની છોળો અંદર પેસી ગઈ. અમે ગોદડાં, લૂગડાંના ગાભા, વહાણના ખાટલા ને રસોઇના હાંલ્લાં (બીજું તો અમારા વાઘરીના ઘરમાં શું હોય ?) બધું જ એમનું એમ મૂકી મરઘડાંને કણજી ઉપરથી ઉતારી લઇ, પાસે જ આવેલા શહેરના કોટના બુરજ ઉપર ચડી ગયાં. ત્યાં કાંઇ ચડવાનાં પગથીઆં થોડાં જ હતાં ? ઉપરથી કોઈ ભલા માણસોએ દોરડું નાખ્યું હતું. તેને ઝાલીને અમે ચડી ગયાં. પહેલાં છોકરાંને ચડાવ્યાં, દરેકના હાથમાં એકેક કૂકડું આપેલું: પછી બકરાંને બાંધીને ચડાવ્યાં, પછી વારો આવ્યો પાડાનો. છેલ્લી ઘરવાળીને વિદાય આપી. પાછળ રહ્યાં હું ને અમારી ખાંડી ભેંશ. આટલા ઊંચા બુરજ ઉપર ખાંડીના ભારે શરીરને ચડાવવાની કોઇ કરામત અમારી પાસે નહોતી. ભેખડ ઉપરની સૌથી ઊંચામાં ઊંચી જગાએ મેં ખાંડીને બાંધી દીધી; અને એની પીઠ ઉપર હેતથી હાથ ફેરવી સૌથી છેલ્લો હું પણ દોર-

ડાને વળગી ઉપર ચડી ગયો.

બુરજ ઉપર ઊભાં ઊભાં આખી રાત અમે નદીમાતાનો કોપ જોતાં રહ્યાં. છોકરાં પણ બીકનાં માર્યાં ઊંઘી શકતાં નહોતાં. જોત-જોતામાં અમારી ઝૂંપડી આગળ જળજળાકાર થઈ ગયું. અને ઘડીક પછી અમારું આખું ઝૂંપડું છૂટું પડી જઈ પાણી ઉપર તરવા લાગ્યું. અમારો જીવ ઝૂંપડાનાં તાપડાં કે તેનાં છાપરાનાં પતરામાં નહોતો; હતો માત્ર અમારી એક શીંગડાવાળી ખાંડી ભેંશમાં. ખાંડી બાપડી શાન્તિથી ઊભી હતી. એના પગ તો ક્યારનાએ પાણીમાં ડૂબી ગયા હતા, થોડી જ વારમાં એનું અરધું શરીર ડૂબ્યું. અમે—છોકરાં સુદ્ધાં—ભગવાનનું નામ જપવા મંડ્યાં, "હે પ્રભુ દીનાનાથ, જેવો અમારો જીવ છે, તેવો ખાંડીનો પણ જીવ છે—અમારી નજર સામે ખાંડીની અવદશા ન કરશો."

નદીને પણ અમે કેટકેટલું વીનવી—

"હે સાબરમતી મૈયા, તારે જોઇએ તો નારિયેળ લેજે, પૈસા લેજે, પણ અમારી ખાંડી ભેંશને ન તાણી જઇશ." આમ ને આમ ચિન્તામાં ને ચિન્તામાં રાત વીતી ગઈ. પાણીમાં અધડૂબેલી ખાંડીએ મોંએથી એક શબ્દ કાઢ્યો નહિ. એમ કરતાં સુરજ ઊગતાં પાણી ચઢતું થંભી ગયું, અને દિવસ ચડતાં પાણી કાંઈક ઊતરવા લાગ્યાં

રંગ રાખ્યો બાપલ્યા, ઉપર વાળાએ! ને રંગ રાખ્યો અમારી સાબરમતી મૈયાએ. અમારી ખાંડી ઉગરી ગઈ. બપોર થતાં થતાંમાં અમારી ઝૂંપડીવાળા ભેખડ ઉપરથી બધું પાણી ઊતરી ગયું.

જે જગ્યાએ પચાસ વરસથી અમારું ઘર હતું, ત્યાં જઇને અમે સૌ ઊભાં રહ્યાં. નીચે ધરતી ને ઉપર આભ! કણજીનું ઝાડ સુદ્ધાં તણાઈ ગયું હતું! કહ્યું છે કે સંસાર સપના જેવો છે, તે ખોટું નથી. પચાસ વરસનું માંડેલું ઘર એક રાતના થોડા કલાકમાં સફાચટ થઈ ગયું. અને જમીનના ટુકડા ઉપર આ સંસારની માયાનો વિચાર કરતાં અમે ઊભાં રહ્યાં.

ભગવાનનું હતું, અને તેણે જ લઈ લીધું. એને ગમ્યું તે ખરું

# માળીનો ધંધો

માળીનો ધંધો કેટલો સરસ ?

ગામ બહાર રૂપાળી શીતળ વાડી વાડીને છેડે માળીનું નાનું સરખું, સુંદર ફૂલવેલથી વીંટાઇ ગએલું ઘર. ગામમાં બજાર વચ્ચે માળીની દુકાન. માળી અને માલણ સામસામાં બેસી ફૂલ ગૂંથ્યાં કરે. ફૂલના ઢગલે...ઢગલા !

ફૂલ ગૂંથતાં માલણને થાક લાગે તો તે માળીનું મોઢું જુએ. માળી ફૂલ ગૂંથતાં કંટાળે તો માલણનું મોઢું જુએ.

શહેરની ગરબડથી એ લોકો કંટાળે તો શહેર બહાર રૂપાળી, શીતળ વાડીમાં જાય; વાડીનું એકાંત નીરસ લાગે ત્યારે બજારની દુકાને આવી બેસે.

માળીનો ધંધો કેટલો સરસ ! ફૂલની તો રેલમછેલ !

# સાવકી મા

જેમ જેમ આગગાડી શહેરની વધારે પાસે આવતી જતી હતી, તેમ તેમ જયાની આંખમાંથી વધારે ને વધારે આંસુ વહી જતાં હતાં. થર્ડ ક્લાસનો એ ડબ્બો બૈરાંઓથી ભરેલો હતો. બધી જ સ્ત્રીઓ જયા ને ઇન્દુની દયા ખાતી હતી; પણ ઈન્દુ તો ક્યારનોએ પુરીબાઇના ખોળામાં માથું મૂકી ઊંઘી ગયો હતો. પુરીબાઇએ પોતાની વાત ડબ્બામાં બેઠેલી બધી સ્ત્રીઓને બે ત્રણ વાર કહી હતી, અને જેટલે સ્ટેશને નવાં ઉતારુઓ આવે તેટલી વાર એની વાત ફરી મંડાતી.

પુરીબાઇની શેઠાણી ભરજુવાન અવસ્થામાં મરી ગઇ હતી, જયા અને ઈન્દુને નાનકડાં મૂકીને. એ વાતને તો અઢી વરસ થયાં; કેમકે ઈન્દુના જન્મ પછી તરત શેઠાણી મરી ગએલાં, ને ઈન્દુ આજે અઢીનો થયો. શેઠાણીના જીવનમાં પણ છોકરાં પુરી પાસે જ વધારે રહેતાં. પછી તો જાણે એણે પેટનાં છોકરાં માફક જ ગણ્યાં. હવે પુરીબાઈના શેઠ નવી લાવ્યા હતા.

"બિચારાં છોકરાંઓ ! સગી માનો સામો બોલ નથી સાંભળ્યો, ને હવે સાવકી માનાં ઝાંસાં કેમ ખાશે ?"

આંખમાં એકકે આંસુ હતું નહિ, છતાં પુરીબાઇએ પાલવથી આંખો લૂછી. જયાની આંખો વળી આંસુથી ઉભરાઇ ગઈ. શેઠ પરણીને આવે, એટલા દિવસ પુરીબાઈ છોકરાંઓને પોતાને ઘેર ગામડે

લઈ ગઈ હતી. ઊતરવાનું પાસે આવ્યું એટલે જયાએ રૂમાલ કાઢી મોઢું લુછી લીધું. ઈન્દુ તો હજી ઊંઘતો હતો. સ્ટેશન આવ્યું. જયાએ બારીમાંથી પોતાના બાપુને જોયા. હાશ! બાપુ એકલા જ હતા. પુરીબાઈ કહેતી'તી કે નવી મા કદાચ બાપુ સાથે સ્ટેશન ઉપર પણ આવે, પણ બાપુ એકલા જ હતા, ને પહેલાં જેવા જ દેખાતા હતા. બાપુએ ઊંઘતા ઈન્દુને ઊંચકી લીધો, અને જયાનો હાથ ઝાલી પૂછ્યું, 'કેમ ગામડાની ધૂળ ખાઈ આવ્યાં કે?' ( આ શું? પુરીબાઈ તો કહેતી હતી કે નવી મા બાપુને પણ એવા વશ કરી લેશે કે બાપુ પણ જાણે જુદા જ થઇ જશે! )

જેમ ગાડી ઘરની પાસે આવતી ગઈ, તેમ જયાનું હૃદય ધડકવા લાગ્યું. કદા...ચ નવી મા સારી પણ હોય? પણ ના એવું તે બને? પુરીબાઇએ ઓરમાન માની કેટલી બધી વાતો કહી હતી! અને બાની જગા કોણ પૂરી શકે? જયાને બા સાંભરી. તેણે બાપુનો હાથ છોડી દઇ જોરથી રડવા માંડયું. ઇન્દુ પણ રડતો હતો. પણ એ તો ઊંઘમાંથી જાગ્યો, અને ભૂખ્યો હતો એટલે. સામી બેઠક ઉપર બેઠેલી પુરીબાઇએ ફરીથી આંસુ વગરની આંખો લૂછી, અને જાણે ઘણીએક શ્રદ્ધા હોય તેમ આકાશ તરફ જોઈ તે બોલી, "હે ભગવાન!"

ઘર આવ્યું. ઈન્દુ રડતો હતો, પણ ઓટલા ઉપર ઊભેલી સ્ત્રીને જોઈ જયાની આંખોનાં આંસુ તો સુકાઈ ગયાં. આ નવી મા? પણ આ તો કેવી રૂપાળી! ઓરમાન મા તો કદરૂપી ન હોય? કદાચ આ બીજું કોઈ હશે? બાપુએ રડતો ઈન્દુ એ સ્ત્રીના હાથમાં મૂકયો. સ્ત્રી હસતી હતી, ફક્ત એનું મોઢું જ નહિ, પણ આખું શરીર જાણે હસતું હતું. અને એની આંખોમાં નાનાં છોકરાં જેવું તોફાન ચળકતું હતું.

બાપુ કાંઈ પણ બોલે, તે પહેલાં જ તે બોલી, "ઓહો! હું તો એકદમ બે છોકરાંની મા થઈ ગઇ!"

"એ કેટલી સુંદર છે!" ન છુટકે જયા મનમાં બોલી, ને ઇન્દુ

પણ હવે રડતો નહોતો; પણ અન્દર જઇને ઇન્દુએ નવી મા પાસે બુટ કઢાવ્યા, તે તો જયાને પણ ના ગમ્યું.

પુરીબાઈ ઝટઝટ જયાને અંદર લઇ ગઈ, નોકરોની ઓરડીમાં જઇ તેણે જયાને છાતી સરસી ચાંપી કહ્યું, "દીકરા જયા! હવે તો આપણુ સૌ ચાકર—એ જ શેઠાણી! બાપ! મારા ઇન્દુને ભૂરકી નાખી!" જયાને કાંઈ સમજણુ ના પડી. પુરીબાઇ તો ચાકર જ હતીને? અને ભૂરકી એટલે શું? જયા પાછી પેલા ઓરડામાં આવી. નવી મા ઇન્દુને પૂછતી હતી, "દૂધ પીવું છે ને?" એકદમ પુરીબાઇ બોલી ઊઠી, "મારા સિવાય કોઈની પાસે ઈન્દુડો દૂધ પીતો જ નથી, એની મા ગઈ ત્યારથી.'

હસીને નવી શેઠાણી બોલી, "પણ હું એની મા જ છું ને?"

જયાને લાગ્યું કે સાવકી મા પુરીબાઈ સાથે લડશે, તેથી તે બોલી ઊઠી, "તમે તો ઓરમાન મા છો, અમારી બા તો મરી ગઈ છે." વિજય ભરી આંખે પુરીએ શેઠાણી તરફ જોયું. શેઠાણી જયા પાસે આવી મીઠે અવાજે બોલ્યાં, "જયા, હું ઓરમાન છું કે નહિ તેની પરીક્ષા તો તું લઈશ ને? અત્યારથી શું?" નવી માએ દૂધનો પ્યાલો ઈન્દુને આપ્યો. ઇન્દુ નિરાંતે દૂધ પીવા લાગ્યો. જયાને લાગ્યું કે ઈન્દુ કેટલો બેવફા!

રાત્રે જમી પરવારી બધાં બેઠાં હતાં. બાપુ રોજ માફક કાંઈ લખતા હતા. પણ નવી મા બાપુ પાસે જઇ, તેમની ખુરસી પકડી બોલી, "આજે તો તમે અમારી સાથે રમવા આવો, કાલે રવિવાર છે. પછી શું?" જયા તો હબકી જ ગઈ! બાપુ કામ કરતા હોય ત્યારે ટેબલ પાસે જવાય? પણ બાપુ જરાએ ના ચિડાયા. હસતા હસતા છોકરાંઓ સાથે રમવા આવ્યા. નવી માએ ખૂબ રમકડાં મંગાવી રાખ્યાં હતાં, ઈન્દુ તો ત્યાં જ સૂઇ ગયો. મા તેને ઊંચકીને સુવાડી આવી. નવ વાગ્યા ને જયા પણ બગાસાં ખાવા લાગી.

"જયા, ઊંઘ આવતી હોય તો પુરીબાઈને બોલાવ." બાપુ બોલ્યા; પણ મા કહે, "પુરીબાઈનું શું કામ છે? ચાલ જયા, હું જ સુવાડી દઉં.' પલંગમાં સુવાડયા પછી મા બોલી, "જયા, પ્રાર્થના કરવાની ટેવ છે? ઠીક આજે તો મોડું થયું છે, પણ કાલે એક વાર્તા કહીશું. જયાને આ મીઠી મા ઉપર બહુ હેતનો એક ઉમળકો આવ્યો, છતાં તેણે સખત થઈ કહ્યું, "મારે વાત નથી સાંભળવી. પુરીબાઇ કહે છે કે, તમે તો અમને ભૂરકી નાંખવા માંગો છો; તમે તો ઓરમાન છો ને?" જયાએ સમજણ પાડતાં કહ્યું. અંધારામાં જયાથી બરાબર દેખાયું નહિ, પણ તેને લાગ્યું કે માની આંખમાં આંસુ હતાં. ઘણા દિવસથી 'મા' માટે ભરી રાખેલો પ્રેમ જયાના હૃદયમાં ઉભરાઈ આવ્યો, તે આંસુ દ્વારા બહાર આવવા લાગ્યો, રડતી રડતી જયા ઊંઘી ગઈ.

સવારે મા હસતી હસતી જયાને ઉઠાડવા આવી. કેવું મીઠું એનું હાસ્ય!

હવે જયાથી ના રહેવાયું. 'મા!' કહી તે માને વળગી પડી. પણ કેવું વિચિત્ર! ખુશી થઇ હસવાને બદલે માએ રડવા માંડયું!

## અમર આશા

નવ દસ મહિનાથી આ દશ્ય રોજ જોઉં છું; અને એ જડ વસ્તુઓની હું દયા ખાઉં છું. મહાદેવના મંદિરના ઘૂમ્મટ પાસે શોભા માટે પથ્થરનાં કદરૂપાં પૂતળાં બનાવેલાં છે. એક સિંહનું, એક હાથીનું, એક માણસનું, અને એક એવું વિચિત્ર જનાવર છે, કે કયુ જનાવર છે તે સમજના પડે.

સિંહ બિચારો મોટી જીભ કાઢી, ડોળા ફાડી કોણ જાણે શાથી આશ્ચર્યચકિત થઈ બેસી રહ્યો છે; હાથી સૂંઢ તથા માથું આકાશ તરફ રાખી ઊભો છે. પેલો માણસ બિચારો પોતાની આસપાસ રમતાં ખીસકોલાં અને કબૂતરો કરતાં પણ વધારે અજ્ઞાન જણાય છે! અને પેલું અક્કલહીન જેવું અગમ્ય જાનવર નીચે પૃથ્વી તરફ જોઈ રહ્યું છે.

વસન્ત ઋતુ હજી તો હમણાં જ બેઠી. છતાં વિરહી હૃદયના નિસાસા જેવો ગરમ પવન વાવાનો શરૂ થઈ ગયો! ત્રણ ટંકના કોરા અપવાસથી મારું મન તથા શરીર બન્ને બેચેન બની ગયાં હતાં. ટેબલ ઉપર કામના કાગળના થોકડા પડેલા હતા, પણ મારી નજર તો બારીમાંથી જણાતાં આ પત્થરનાં પૂતળાંઓ તરફ જ હતી. પૂતળાંઓને આવી એક-ધારી, જરાએ નવીનતા વગરની જિન્દગીનો કંટાળો ન આવે! એ લોકો શી આશાથી જીવતાં હશે?

× × × × ×

એક ઊંડો—બહુ જ ઊંડો—અંધારો ખાડો હતો. ત્યાં એક પત્થરના ગંજાવર થાંભલા ઉપર બાંધેલી, લોઢાની એક જાડી અને મજબૂત સાંકળ હતી. સાંકળને બીજે છેડે એક માણસ બાંધેલો હતો. તેની નજર દૂર દૂર કોઈ ઉપર ઠરી ગએલી હતી. આ માણસ અજાણ્યો હતો, છતાં તેનો ચહેરો મને ચિરપરિચિત લાગ્યો.

ખાડાની બહાર વાઘ, સિંહ, હાથી વગેરે ચોકી ભરતા હતા. પાસે એક આરસનો મહેલ હતો. અંદર એક રૂપવતી સુંદરી હતી. ઓરડાની વચ્ચોવચ ગુલાબજળ ઉરાડતો ફુવારો હતો. ઓરડો ખૂબ શીતલ હતો. એવામાં બારીમાંથી જરાક હૂંફાળો—ગરમ પવન આવ્યો. સુંદરી બોલી ઊઠી, “ કેદીને હુકમ કરો કે નિસાસા ન નાંખે; મને ગરમી થાય છે.” સુંદરીનાં કઠોર વચનો પોતાની મેળે જ દોડતાં દોડતાં, પેલા ઊંડા અંધારા ખાડામાં ગયાં. પોતાની શેઠાણીનો ક્રૂર સંદેશો તેમણે પેલા કેદીને પાઠવ્યો. કેદી માથું નીચું નમાવી માનભેર ઊભો રહ્યો. સુંદરીના શબ્દરૂપી દૂતોના ગયા પછી તે ગણગણ્યો, “ જ્યાં સુધી મારું અસ્તિત્વ એ ભૂલી નથી, ત્યાં સુધી મને આશા રહે છે. વખત છે ને.. ...”

× × × ×

મારી આંખો ખુલી ગઈ. મેં બારીની બહાર નજર કરી. મહાદેવના છાપરા ઉપરના માણસને હવે મેં ઓળખ્યો. એ તો પેલો કેદી! હાથી સિંહ બધાં જ ઓળખાઈ ગયાં. બધાં તરફ જોઈ હું જરા હસી, સિંહે પોતાની જીભ જરા હલાવી, હાથી સૂંઢ ડોલાવવા લાગ્યો, પેલા માણસે ડોકું હલાવી ઓળખાણ દેખાડયું, અને પેલું મૂરખ જેવું અગમ્ય જનાવર પછી પૂંછડી હલાવવા મંડયું.

# સંયુક્તા

## ૧

### નર્સનું કથન

એક સવારે હું એક બાઈને વિદાય કરવા ઈસ્પિતાલના દરવાજા સુધી આવી હતી. ચાર છોકરીઓ પછી તે બાઇને છોકરો આવ્યો હતો; તેથી ઘેર જતી વખતે તેણે ખુશાલીમાં અમને સર્વેને સારી બક્ષીસો આપી હતી. બાઈ મોટરમાં બેસી, લાડકા અમૂલ્ય ધનને ખોળામાં લઈ ચાલી ગઈ.

આવવું અને જવું—આગમન અને વિદાય—એ તો અમારા જીવનનો નિત્યનો અનુભવ છે. હજી હું અંદર જવા પીઠ ફેરવું ત્યાં એક ભાડાની ગાડીમાંથી એક યુવતી ઊતરી. ગાડીવાન તરફ પૈસા ફેંકી તે ઝડપથી મારી પાસે આવી, મને પૂછ્યું—"તમે અહીંનાં નર્સ છો ને?" હજી તો હું હા પાડું, તે પહેલાં જ તે બોલી, "ઓ નર્સ બહેન! મને જલદી અંદર લઈ જાવ. મારું દરદ અસહ્ય છે." મારી અનુભવી આંખે જોઈ લીધું કે બાઇને પૂરો વખત થઈ ગએલો હતો. અમે એને લેબર રૂમમાં લઈ ગયાં, ત્યાં ગયા પછી દસ મીનીટ પણ થઈ ન થઇ ત્યાં તો બાઇએ એક છોકરીને જન્મ આપ્યો.

અમને નર્સોને બાળકના જન્મની શી નવાઈ છે? ગોરાં છોકરાં અને કાળાં છોકરાં, જાડાં છોકરાં અને પાતળાં છોકરાં; એકલાં છોકરાં,

જોડકાં છોકરાં; જીવતાં છોકરાં ને મરેલાં છોકરાં! અમારે મન કોઈ પણ પ્રકારનાં છોકરાંની નવાઈ હોય જ નહિ!

પણ આ બાઈની છોકરી! સાડા નવ શેર તો એનું વજન હતું. માથે સુંદર કાળા સુંવાળા રેશમ જેવા વાળ હતા; અને રંગેરૂપે તે જાણે ગુલાબના ફૂલની કળી! કળી નહિ પણ જરાક ખીલેલું ગુલાબનું ફૂલ. બાળકને નવડાવી મેં બાઈના પડખામાં મૂક્યું. અને કહ્યું, "બહેન, સાક્ષાત લક્ષ્મીજી પધાર્યાં છે. મેં તો હજારો છોકરાં જોયાં છે, પણ આટલું રૂપ કદી નથી જોયું."

બાઈની આંખમાં એકદમ આંસુનું પૂર આવ્યું. તેણે કશો જવાબ ન દીધો. જ્યારે અમે બાઈનું નામઠામ રજિસ્ટરમાં ઉતારવા માટે પૂછ્યું, ત્યારે તે બાઇએ કશો જવાબ ન દેતાં પોતાના બંગડી વગરના હાથ વડે પોતાનું કંકુ વગરનું કપાળ કૂટયું. અમે સમજી તો ગયાં, પણ નામઠામ તો લખવાં જ જોઇએ ને? આ ગડભાંજ ચાલતી હતી, એટલામાં અમારાં મોટાં દાક્તર સાહેબ આવી પહોંચ્યાં. એમને તે બાઈની તબિયત બરાબર સારી ન લાગી. તાવ માપ્યો તો ૧૦૪ ડીગ્રી! બાઇનો રોગ જોતજોતામાં વ્યાપી ગયો. તે બેભાન બની ગઈ; અને ચોવીસ કલાકમાં તો નાનકડી લક્ષ્મી દેવીને નમાયી બનાવી આ સંસાર છોડીને તે બાઈ ચાલતી થઈ. બાળકીનું નામ અમે લક્ષ્મી પાડયું.

આવડા મોટા, અગાધ સંસારસાગરમાં પોતે સાવ એકલી અટૂલી છે, એ વાત તરફ સંપૂર્ણ બેપરવાપણું દાખવી, નાની લક્ષ્મી ચોવીસમાંથી વીસ કલાક તો ઊંઘમાં જ કાઢતી. જ્યારે તે જાગતી ત્યારે—પોતાનાં કામ બને તેટલાં બીજાને માથે નાખી દેનારી—નર્સો પણ એને રમાડવા, એને નવડાવવા, એને દૂધ પાવા, એને કપડાં બદલાવવા પડાપડી કરતી. ખરું પૂછો તો લક્ષ્મી એક જ દિવસમાં અમારી સૌની રમવાની ઢીંગલી થઈ ગઇ હતી. અમારા દવાખાનાના ઘરડા કંપાઉન્ડર પણ ઘડીક અંદર આવી લક્ષ્મીને રમાડી જતા.

બે દિવસ થયા, પણ આ બાળકીનું વાલી થતું કોઈ આવ્યું નહિ, અને કોઈ આવશે પણ નહિ, એ તો અમે જાણતાં જ હતાં. દાક્તર સાહેબ એને અનાથાશ્રમમાં મોકલવાની તજવીજમાં હતાં. તેવામાં એક દિવસ એક અણધાર્યો બનાવ બન્યો. તે રાત્રે સ્પેશીઅલ વૉર્ડમાં એક ગૃહસ્થની ગૃહિણી દાખલ થઈ. પાછલી રાતે તેણે એક મરેલી છોકરીને જન્મ આપ્યો. આ બાઈનું નામ અનસૂયા હતું. તે ભણેલી અને હોશિયાર હતી. બિચારી આ ત્રીજી વાર અમારી ઇસ્પિતાલમાં આવી હતી. આગલી બે વખત પણ આવું જ થયું હતું. અનસૂયા નિઃસન્તાન જ રહી હતી. આ ફેરી પણ તેને નિરાશા મળી.

તે રાતે મારી 'નાઈટ ડ્યુટી' હતી. મેં અનસૂયાને ખૂબ આશ્વાસન આપ્યું. મેં કહ્યું, બહેન, જેને ન જોઈએ તેને છોકરાં થયાં જ કરે છે, અને જેને જોઈએ તેને થાય તો એ જીવતાં નથી." તે પછી મેં અમારી લક્ષ્મીની વાત કરી. અનસૂયાએ એને જોવાની ઉતેજારી બતાવી. આ વખતે સવાર પડેલી હતી. અમારી લક્ષ્મી તરતની જાગેલી હતી. પ્રભાતના આકાશ જેવી જ તે પણ ગુલાબી અને સુંદર જણાતી હતી. મેં લાવી એને અનસૂયાના પડખામાં મૂકી.

તે એક પળમાં અનસૂયાનું જાણે રૂપાન્તર થઈ ગયું: અગાધ પ્રેમની, માતૃત્વની અણપુરાયલા કોડની વૃત્તિઓ તેના મનમાં તથા હૃદયમાં ઉભરાઈ આવી, અને તેનો ચહેરો કોઈ અલૌકિક પ્રકાશથી જાણે મઢાઈ ગયો. તેણે લક્ષ્મી તરફ ઘણી વાર સુધી જોયા જ કર્યું; ઘણી વાર જોયા છતાં જાણે તેની આંખો ધરાતી જ નહોતી. પછી તેની આંખમાંથી ખળખળ આંસુઓ વહી જવા લાગ્યાં. જો કે તેની આંખ રડતી હતી, પણ તેનો ચહેરો હસી રહ્યો હતો. એકાએક તે બોલી ઊઠી,

"જુઓ નર્સ, સૂર્યનાં પહેલાં કિરણો આ અરુણાના વાળ સાથે રમવા આવ્યાં છે,' આટલું બોલી વળી તેણે લક્ષ્મી તરફ મીટ માંડી.

પછી એકાએક તે બોલી, "નર્સ, આનું નામ મેં અરુણા પાડ્યું છે, અને આ અરુણાને હું જ દૂધ પાઇશ.' આટલું બોલી, કોઈને કશું પૂછ્યા વગર તેણે પડખામાં સૂતેલી અરુણાને પોતાનું દૂધ પાવા માંડ્યું; અને અરુણા પણ પોતાનો જન્મસિદ્ધ હક્ક હોય, તેમ નિરાંતે પોતાનું પેટ ભરવા લાગી. દૂધ પીને તે અનસૂયાના પડખામાં જ ઊંઘી ગઈ અને અનસૂયા પણ, પોતાનો એક હાથ અરુણાના શરીરને ફરતો વીંટી દઈ, સંપૂર્ણ સુખ અને સંતોષથી, સદેહે જાણે સ્વર્ગમાં ગઈ હોય, એવો પરમ આનન્દ પામતી, ગાઢ નિદ્રામાં પડી.

આઠ વાગ્યાને ટકોરે અમારાં બાઈ સાહેબ (મોટાં દાક્તર) આવ્યાં. તેમણે અનસૂયા અને લક્ષ્મીની (અથવા હવે—અરુણાની) પરસ્પર અપનાવી લીધાની વાત હસતે મોંઢે સાંભળી; અને પછી એમ પણ કહેતાં ગયાં કે અનસૂયાને આ છોકરી જોઈતી હોય તો લઈ લે; બિચારી અનાથઆશ્રમમાં ઉછરે તેના કરતાં અનસૂયાને ઘેર મોટી થાય તો શું ખોટું ?"

અનસૂયાને પિયરનું સગું કોઈ હતું જ નહિ. અને સાસરામાં પણ એના વર રમાકાન્ત સિવાય નજીકનું સગુંવહાલું કોઇ નહોતું. એનો વર પણ હાલ બહારગામ ગયો હતો. હું ધારું છું કે અનસૂયા દસ દિવસ ઈસ્પિતાલમાં રહી, ત્યાં સુધી એને કોઈ મળવા આવ્યું નહોતું.

૨

### અનસૂયાનું કથન

અરુણાના જન્મ વખતે મારા પતિની તરત જ બદલી થએલી હતી. અજાણી જગાએ સુવાવડ કરવી ન ફાવે, એમ માની હું પાછળ રહી હતી. તે પછી થોડે વખતે હું પણ મારા પતિની પાસે બીજે ગામ રહેવા ગઈ. વખત કેવો ઝપાટાબંધ જાય છે. મારી અરુણા હવે બેસતાં શીખી હતી. એનું સોહામણું મુખ જોઈ હું ખરેખર ઘેલી બની જતી. કોઈ વાર એને મારી છાતી સરસી ચાંપી

હું કાનમાં કહેતી, “ઓ મારી મીઠી અરુણા! તું ગયે જન્મે મારી મા હતી, કે મારી છોકરી હતી? સાચું કહેજે, તું મારી છોકરી જ હતી ને? અહા! તારું મારા ઉપર કેવું અપાર હેત હશે કે મારે પેટે તું ન આવી શકી તે બીજાના પેટમાં થઈને તું મારી પાસે આવતી રહી!” અને અરુણા પણ સાચે જ જાણે કાંઈ મસલત કરતી ન હોય, તેમ હસી પડતી!

અરુણાને લઈને હું મારા પતિ પાસે આવી, ત્યારે મારા મનને એક ખૂણે એવી આશા હતી, કે અરુણાનો પ્રેમ અમને પતિપત્નીને નિકટમાં લાવશે, અને અમારાં હૃદય એકબીજાને ઓળખતાં થઈ જશે. પરંતુ મારા પતિનું અરુણા તરફનું વર્તન વિચિત્ર હતું. શરૂઆતમાં તો બહુ નાનું છોકરું હાથમાં લેતાં ફાવે નહિ, એટલે એ અરુણાને તેડતા નહિ, ખાસ રમાડતા પણ નહિ, અને જરા શરમાતા હોય એવો સંકોચ એમના વર્તનમાં જણાતો. બહુ નાનાં છોકરાંને રમાડવા, બોલાવવાનો એમને શોખ નથી, એમ કહી હું મન વાળતી. પછી અરુણા મોટી થવા લાગી, ત્યારે અમારાં જે કોઈ ઓળખાણ પિછાણનાં મળે તે કહેતાં, “આ છોકરી તમારા બેમાંથી એકકે જેવી નથી. આવો રંગ અને આવું રૂપ એને કોનાં વારસામાં મળ્યાં છે?’ આવી ટીકાથી મારા પતિ ઘણીવાર અસ્વસ્થ બનતા.

કોઈ વાર મારા પતિ એકીટસે અરુણા તરફ જોઈ રહેતા, આવે પ્રસંગે હું મનમાં જ બોલતી, “તમે ભલે મારા માલિક ગણાવ; પણ આ અરુણા ઉપર તમારો કશો જ હક નથી. એ તો મારી જ મારી જ અને એકલી મારી જ છે. આ જગતમાં મારી પોતાની જો એક જ ચીજ હોય તો તે આ મારી છોકરી છે. તમારે તેની સાથે કશો સંબંધ નથી. તમારી સાથેના મારા સંબંધ કરતાં અરુણા સાથેનો મારો સંબંધ વધારે ગૂઢ, વધારે ઊંડો અને વધારે આન્તરિક છે. મારે કબૂલ કરવું જોઈએ કે જેને જગતના લોકો પ્રેમ કહે છે, તેવો પ્રેમ મારા પતિ પ્રત્યે મને કદી થયો નથી. હું પરણી ત્યારે

ખાસ નાની તો નહોતી જ. અઢાર વર્ષની હતી. મારી મા મારા બાળપણમાં જ ગુજરી ગએલી, અને હું મેટ્રીક પાસ થઈ કે બાપાજીએ ન્યાતનો એક સારો છોકરો જોઈ મને પરણાવી દીધી. અલબત્ત મારી પસંદગી પૂછવામાં આવી હતી, અને મેં હા પાડેલી. પણ તે વખતે પ્રેમ શું તેની મને ક્યાં સમજ હતી? મને બાળકો ખૂબ ગમતાં. પરણી ત્યારે, હું ધારું છું કે બાળકોની માતા થવાની આશામાં જ હું પરણેલી. પણ એ આશામાં બે વખત મને સજ્જડ ઝાપટ પડેલી. આથી પ્રેમનું સુખ મને કશું મળ્યું નહોતું."

મારા પતિ બહુ જ ઓછાબોલા અને મીંઢા હતા. દિલ ખોલીને કદી મારી સાથે વાત કરતા નહિ. મારી બધી સગવડ સાચવતા, મને પૈસાની તાણ પડવા દેતા નહિ: પણ એમના દિલની આસપાસ તેમણે એક દિવાલ ચણી લીધી હતી. તેની અંદર કોઈ જ પ્રવેશી શકતું નહિ,–હું પણ નહિ. હું પરણી ત્યારે રમતીઆળ, હસમુખી, ખુલ્લા દિલની, અને દરેક જણ ઉપર વિશ્વાસ રાખવાની પ્રકૃતિની હતી. પરણ્યા પછી પતિનું મન જીતવા, તેમને સમજવા મેં ખૂબ પ્રયત્નો કર્યા, છતાં હું તેમાં સફળ ન જ થઈ. અને પછી મારાં બાળકો જન્મીને જીવ્યાં નહિ, તેથી જાણે મારા જીવનનો ઉલ્લાસ મરી ગયો. મારો સ્વભાવ પણ બદલાવા લાગ્યો. હું પણ મારા પતિ માફક થોડાબોલી, અતડી અને ગંભીર પ્રકૃતિની બનવા લાગી. કદાચ એવી જ રીતે મારી જિન્દગી પૂરી થઈ જાત, પરન્તુ તેવામાં એકાએક મારા જીવનમાં અરુણાનો ઉદય થયો.

હું ફરી આનન્દી, વાચાળ, રમતીઆળ અને સ્નેહાળ બની. મારા દિલની આસપાસ ચણાતી લોખંડી દિવાલ મારી મીઠી અરુણાનાં પ્રથમ દર્શન સાથે જ ઓગળી ગઈ. મારી અરુણાના પ્રેમમાં હું તો એટલી ગુલતાન થઈ ગઈ કે જીવન મને એક મીઠા સૂરીલા સંગીત જેવું લાગવા માંડયું. મારા સુખી જીવનમાં માત્ર મારા પતિની અરુણા પરત્વેની બેપરવાઈ મને ખૂંચતી. કોઈ વાર મન

થતું કે અરુણાના જન્મનો ઇતિહાસ એમને કહી દઉં, પણ મને એમ લાગતું કે એ વાત કોઇને કહી દેવાથી અરુણા મારી મટી જશે. વળી પતિ સાથે હૃદય ખોલીને વાત કરવાની મને ટેવ પણ નહોતી.

આમ ને આમ અરુણા મોટી થતી ચાલી. લોકો કહે છે કે પોતાના ઉદરમાંથી જન્મેલા બાળક માટે જેવો માતાને પ્રેમ હોય, તેવો પારકા બાળક માટે કદી ન હોઈ શકે. મારી અરુણા પ્રત્યેનો મારો પ્રેમ કોઈ પણ માતાના પોતાના સન્તાન પ્રત્યેના પ્રેમ કરતાં અણુમાત્ર પણ ઓછો છે, એમ કબૂલ કરવા હું તૈયાર નથી. અરુણાને જોતાં, તેનો વિચાર માત્ર પણ કરતાં, મારા હૃદયની સિતારના તાર જાણે ઝણઝણી ઊઠતા હતા. પણ હું કેમ ભૂલી જાઉં છું? અરુણા તો સાચે જ મારી છોકરી. મારી, મારી, મારી પોતાની જ! પણ જેમ જેમ મારી અને અરુણાની એકતા વધતી ગઈ, તેમ તેમ મારા પતિ અને મારી વચ્ચે અન્તર જાણે વધતું જતું હતું.

એક દિવસ મારા વિચારના ઘોડા, પેલી ઇસ્પીતાલ તરફ દોડયા. અરુણાની જનેતા કેવી હશે, એવો વિચાર મને આજે પહેલવહેલો જ આવ્યો. તે ઉપરથી મને અરુણાના પિતા વિષે વિચાર આવ્યો. અરુણાની માતા તો ઇસ્પીતાલમાંજ મરી ગઈ હતી, પણ એનો બાપ તો કોઈ હશે જ ને? તે કેવો હશે? કયાં હશે?

## ૩

## રમાકાન્તનું કથન

મારા મનની વાત બહાર ઉચ્ચારવાનો મારો સ્વભાવ નથી, તેથી મારા વિચારો અથવા લાગણીઓને આ કથામાં લખતાં પણ મને સંકોચ થાય છે. કોઈ રખે એમ માને કે મારી જિન્દગીમાં કશું છુપાવવા જેવું અથવા શરમાવા જેવું કાંઈ હશે! બાળપણથી હું

ઓરમાન માતાના હાથ નીચે ઊછર્યો હતો. વળી અતિશય ગરીબાઈમાં મોટો થયો હતો. ઘેર ઘેર ભટકી, લોકોનાં કટુ વચનો સહન કરતો, હું ભણવાની ફી ભેગી કરતો. જિન્દગીએ મને નાનપણમાં પોતાની કઠોર બાજુ જ દેખાડ્યા કરી હતી. આને લીધે મારા બાળહૃદયના ઉમળકા કદી બહાર નીકળી શક્યા નહોતા. મારી ઓરમાન માતા મને કોઇ રીતે દુઃખ દેતી નહિ. પણ એણે કદી માતાના લાડકોડથી મને રમાડયો કે બોલાવ્યો નહોતો. અને એ રીતે છેક નાનપણથી જ મારા હૃદયની બધી ઊર્મિઓ જાણે મરી જ ગઈ હતી.

પછી હું પરણ્યો. શરૂઆતમાં અનસૂયાએ મને પ્રસન્ન કરવાને ઘણા પ્રયત્નો કર્યા. અમારું સંસાર–ગાડું પણ ઠીક નભતું; પરન્તુ મારા હૃદયનાં દ્વાર ઉપર જાણે કોઇએ તાળું મારી દીધું હતું. તેની કૂંચી જેના હાથમાં હશે તેજ તે ખોલી શકશે એમ હું માનતો. એ ચાવી કોઈ પાસે હશે? અનસૂયા પાસે તો તે નહોતી જ, નહિ તો આટલાં વર્ષોમાં એ મારા હૃદયને સ્પર્શી ન શકે?

જ્યારે અમારું પહેલું બાળક જન્મવાનું હતું ત્યારે હું હર્ષમાં આવ્યો હતો. આ બાળક મારી લાગણીનાં પૂર છૂટાં કરશે, આ તો મારા પોતાના લોહીમાંસનો એક ભાગ જ ગણાય ને? તે બાળકના આગમનની વાટ મેં બહુ અધીરાઇથી જોઇ હતી, પણ તે બાળક મરેલો જ જન્મ્યો. હું ખૂબ નિરાશ થયો. બીજી વખતે પણ મારા બાળકે મને એ જ રીતે દગો દીધો. ત્રીજું બાળક જન્મ્યું તે વખતે હું બહારગામ હતો. પરન્તુ છોકરી જન્મી છે, અને બહુ રૂપાળી છે, એવી મતલબનો અનસૂયાનો કાગળ આવ્યો હતો.

હું આતુરતાથી અનસૂયાના આવવાની રાહ જોતો હતો. જ્યારે મેં અરુણાને પહેલવહેલી જોઈ ત્યારે મને કેવી લાગણી થઇ તે હું કઈ રીતે સમજાવું? હું કાંઇ કવિ કે સાક્ષર નથી કે જેટલું મનમાં આવે તેટલું કાગળ ઉપર લખી શકું. મેં ધારેલું કે મારી છોકરીને જોઇ મારું હૃદય કૂદી ઊઠશે, હું એને મારી બાથમાં લઇ, છાતીસરસી

ચાંપી દઇશ. કદાચ મારી મા જ ફરી જન્મ લઇ મારે ઘેર આવી હશે! મને બાળપણથી માતાવિહોણો કરીને ચાલી ગએલી મારી મા ફરી મારે ઘેર આવી હશે! જરા મોટી થશે, પછી હું માંદો પડીશ તો મારે માથે હાથ ફેરવશે. તમે પૂછશો, અનસૂયા માંદે સાજે ચાકરી નથી કરતી? કરે છે. અનસૂયા બધું જ કરે છે, પણ મને તેની તરફ ઉમળકો નથી આવતો. અમારા બેનો કોણ જાણે કેમ મનનો મેળ જ મળ્યો નથી. અરુણાને જોતાં જ મારા હૈયા ઉપર જાણે રાખોડી ફરી વળી! થંડો મીઠો શરબત ધારીને પીવા લીધેલા પ્યાલામાંથી જાણે ખારા કૂવાનું કડુચું પાણી નીકળ્યું. અરુણા ખરેખર સુંદર છોકરી હતી—પણ મને તે પરાઇ લાગતી. મેં તો મારી માતાની બચપણની છબી જોઇ હતી, તેવી જ આ બાળકીને જોવાની ધારણા બાંધી હતી. ટૂંકમાં સમજાવું કે મારા બંધ હૃદયની ચાવી અરુણા પાસે નહોતી. અમારે કોઈ સગાંવહાલાં તો હતાં જ નહિ, પરન્તુ પડોશી અને ઓળખીતાંઓ (મિત્રો કહી શકું, એટલું નિકટનું ઓળખાણ મારે કદી કોઈ સાથે થયુંજ નથી.) અરુણામાં વધારે રસ લેવા લાગ્યાં, અને તે કોના જેવી દેખાય છે, તે વિષે ચર્ચા થવા લાગી. અને ત્યારથી કોઈ પ્રકારની નામ ન આપી શકાય એવી શંકાઓએ મારા મનમાં ઘર ઘાલ્યું. મને અનસૂયાની મારા પ્રત્યેની વફાદારી વિષે શંકા હતી, એમ તો હું નજ કહી શકું. અનસૂયા ઉપર એ રીતે મને પૂરો વિશ્વાસ હતો. પણ અરુણાનું મારી તરફનું વર્તન વિચિત્ર હતું. વગર બોલાવ્યે તે મારી સાથે બોલવા મથતી છતાં પણ તેની તરફ મને એક પ્રકારની શરમ અને અણગમાની લાગણી જ રહેતી. ત્યાં એક દિવસ એક વિચિત્ર ઘટના બની ગઈ.

## અનસૂયાનું કથન

વર્ષો વહી ગયાં. મારી અરુણા પારિજાતકના વૃક્ષની માફક જોત જોતામાં મોટી થઈ ગઈ.

ભાડાની મોટરમાં બેસી એક રવિવારે અમે ત્રણે બજારમાંથી ખરીદી કરી ઘર તરફ જતાં હતાં. ત્યાં અચાનક સામેની બેઠક ઉપર બેઠેલા એક પુરુષે મારું ધ્યાન ખેંચ્યું. ધ્યાન ખેંચ્યું કહું તો તમને મારી તે વખતની માનસિક સ્થિતિનો ખરો ખ્યાલ નહિ આવે. એ પુરુષને જોઈ મને એવો તો આંચકો લાગ્યો કે મોટરમાં બેઠેલાં સર્વ ઉતારુઓ મારા તરફ જોઈ રહ્યાં. મારા મનમાં વીજળીના ચમકારાની માફક એક જ વિચાર આવ્યો: 'આ અરુણાનો બાપ છે.' એ પુરુષની રેખાએ રેખા મારી અરુણાને મળતી હતી. તે મારી અરુણાનો પિતા છે, એમાં મને લેશ માત્ર પણ શંકા ન રહી. એજ નાક, એજ લાંબી પાંપણો નીચે ઢંકાયલી કાળી આંખો, એજ ઉપલી તરફ ચઢતા ખૂણાવાળા હોઠ, એજ—ગૌરવર્ણી ચામડી, એજ ઉપસી આવતું કપાળ અને હડપચીના મધ્યભાગમાં પડતો એજ ગોળ ખાડો. આ બન્નેના સગપણ વિષે શંકા પડે એવું હતું જ નહિ. શું કરવું તે મને સૂઝયું નહિ, અને મેં ગભરાટમાં મારા પતિ સામે જોયું. મારા પતિ એક ચિત્તથી મારી સામે જોઈ રહ્યા હતા; અને અમારી દૃષ્ટિ મળી.

એ દૃષ્ટિમાં મેં આજ લગી કદી ન વાંચેલું એવું કંઈ વાંચ્યું. મારા પતિના ચહેરા ઉપર અકથ્ય, ઊંડા ઊંડા દુઃખની, અને દુઃખ કરતાં પણ અનન્ત એકલતાની છાપ મેં દીઠી. મારું હૃદય એકદમ હલમલી ઊઠયું. મોટર જેવી ઊભી રહી કે તરત અમે ઊતરી પડયાં. મેં ધાર્યું કે ઘેર જઈ મારા પતિ મારી પાસે ખુલાસો માગશે, પણ એ તો મૂંગા મંતર! એમણે મને એક શબ્દ પણ ન પૂછ્યો.

મારા અન્તરમાં તે રાત્રે જે મૂંઝવણ થઈ તે હું કેવી રીતે વર્ણવું? સૌથી પહેલી તો મને મોટી ફાળ પડી કે મારી અરુણાને મારી પાસેથી આ નવો—અજાણ્યો પુરુષ છીનવી લેશે. તમને કદાચ નવાઈ લાગશે, પણ આ માણસ સાથે મારે કશો સંબંધ હશે, એવી મારા પતિને શંકા જશે, એવો ખ્યાલ મને આખી રાતમાં એક

પણ વખત આવ્યો નહોતો.

પરન્તુ નવાઈની વાત એ કે તે પુરુષ તરફ મને ક્રોધ કે ધિક્કારની લાગણી ન થઈ. એ મારી અરુણાનો પિતા હતો ને? તે રાતના સર્વ વિચારો હું બિલકુલ સંકોચ વગર લખી દઉં છું. મને એવો પણ એક વિચાર આવી ગયો, કે હું અરુણાની માતા છું, એ અરુણાનો પિતા છે–ત્યારે ખરું જોતાં મારે એની પાસે જ ચાલી જવું જોઈએ. મારું ખરું સ્થાન એની સમીપમાં જ હોવું જોઈએ. પણ આ વિચાર ક્ષણિક જ નીવડ્યો. પછી તરત જ મને પેલી ભાડાની મોટરમાં જોએલી, મારા પતિની દૃષ્ટિ યાદ આવી. એ કેટલા એકલા અટૂલા હતા! નદીની વચ્ચે ઊભેલા કોઈ એકલા ખડક જેવા મને તે ભાસ્યા–નદીનો સતત વહેતો પ્રવાહ પણ તે ખડકને નરમ કરી શકતો નથી: તે ખડક મગરૂર અને ભવ્ય, છતાં કેટલો એકલવાયો લાગે છે!

## ૫

## શારદનું કથન

મારા જેવા રખડતા માણસને આજે આ વાર્તાનો થોડો ભાગ લખવાનું સોંપાયું છે. લખીશ. મારું બાળપણ, મારી જુવાની એ બધું વિસ્તારથી વર્ણવું, તો મોટું પુસ્તક ભરી શકું. પણ આ વાર્તા સાથે તેને સંબંધ નથી–તેથી જે કહેવા જેવું છે તેટલું જ કહીશ. પૈસાદાર માતાપિતાનો હું લાડકો પુત્ર હતો. જુવાની મેં ખૂબ માણી હતી. હું જેટલો ધનવાન તેટલો જ સૌન્દર્યવાન હતો. મેં ઘણું લીધું અને ઘણું ખોયું છે. આજે હું નિર્ધન છું.

વર્ષો પૂર્વે મારી પડોશમાં રહેતી એક વિધવા સાથે મારે ઓળખાણ હતું. આ કાંઈ નવી વાત નથી. માત્ર એટલું જ કે તમે એમ ન કહી શકો કે મેં તે વિધવાને ભોળવી કે ફસાવી હતી. તે સાથે હું એમ પણ નથી કહેવા માગતો કે વિધવા ખરાબ ચાલની હતી. મારી ચાલ તમે ખરાબ કહી શકો, પણ તે વિધવા વિષે તેવું

ન કહેવાય. છતાં હમેશ બનતું આવ્યું છે, તે બની ગયું અમારે લગ્નની વાત થઈ જ નહોતી. તેની એવી ઇચ્છા પણ નહોતી. મારી તો ન જ હોય. તે બીજે ગામ ચાલી ગઈ, અને મારા જીવનમાંથી સદાને માટે અદૃશ્ય થઈ ગઈ. પછી તો ઘણાં વર્ષો વીતી ગયાં. ગામ પરગામ, દેશ પરદેશ ફરતાં રખડતાં, એક દિવસ મેં ભાડાની મોટરમાં એક બાઈની નજીકમાં એક મુગ્ધા–કન્યા બેઠેલી જોઇ. આ કોઈ કન્યા હતી કે આરસીમાં હું મારું પોતાનું પ્રતિબિમ્બ જોઈ રહ્યો હતો ! મેં તરત સાથેની સ્ત્રી તરફ નજર કરી, પણ ના–આ સ્ત્રી તો બીજી જ હતી. આ તો કોઈ સૌભાગ્યવતી સ્ત્રી હતી, સાથે એનો પતિ પણ હતો. પણ છોકરી તો મારી જ હતી. ઉમ્મર પણ ગણતરી કરતાં આટલી જ હોઈ શકે. હું કાંઈ પણ પૂછું તે પહેલાં તો તે કુટુંબ મોટરમાંથી ઊતરી પડ્યું. છૂપી રીતે પાછળ પડી તેમનું ઘર હું જોઈ આવ્યો. તે રાત્રે મેં ઘણા વિચારો કર્યા. છોકરી ખરેખર પરીસુરત હતી. જરા વધારે મોટી થાય તો હું કોઈ ધનાઢ્યને ત્યાં તેને પરણાવી દઈ, હું પોતે પણ ધનાઢ્ય ન બની શકું ? મારી પાસે કશો પુરાવો નહોતો, પણ પ્રયત્ન શા માટે ન કરું ?

## ૬

## અરુણાનું કથન

મારી વાર્તા હું જ પૂરી કરીશ.

હું રોજ જોતી કે મા જેટલું બાપુનું મારી ઉપર હેત નથી. પણ મારી માનું વહાલ એવું હતું કે મને કશાની ખોટ ના પડવા દે, છતાં મને બાપુ સાથે ભાઇબંધી કરવાની બહુ હોંસ રહેતી.

એક રાત્રે મને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં હું મોટી સ્ત્રી બની ગઈ; અને બાપુ નાના બાળક બની ગયા. મને લાગ્યું કે હું તે બાળકની મા છું, અને મને તે 'મા' 'મા' કરીને બોલાવે છે. સવારે મારી મા ભારે દુઃખમાં ડુબેલી હોય એવી ઊઠી હતી. એની

આંખો રડી રડીને ફૂલી ગએલી લાગતી હતી. બાપુ રોજ કરતાં પણ વધારે ચુપ હતા. હું સ્વપ્નાની વાત કોને કહું? મા આજે મારી વાતમાં રસ લેશે, એવો મને ભરોસો ન પડ્યો, તેથી હું બાપુ પાસે ગઇ. બાપુ ગાદીતકીએ પડયા હતા. તેમની આંખો બંધ હતી. મેં પાસે જઈ તેમને માથે હાથ ફેરવ્યો, (આવી હિંમત મને આજે કયાંથી આવી? કોણ જાણે–કદાચ પેલા સ્વપ્નામાંથી જ આવી હશે?) અને મારા સ્વપ્નાની વાત કહી સંભળાવી. વાત પુરી થતાં જ મીચેલી આંખે જ બાપુએ મારા બન્ને હાથ પકડી લીધા અને મને પૂછ્યું, "અરુણા, આખરે તને ચાવી હાથ લાગી?" હું કશું સમજી નહિ. હજી હું કશું પણ વધારે પૂછું તે પહેલાં ગઈ કાલે મોટરમાં જોયો હતો, તે ખૂબસૂરત માણસ અમારે ઘેર આવ્યો. તેને જોઈ મા રસોડામાંથી ગભરાયા જેવી દોડી આવી. તે અજાણ્યા માણસે મારા બાપુને એક વિચિત્ર સવાલ પૂછ્યો, "આ તમારી છોકરી છે?" મારી મા કાંઈ ઉતાવળે બોલવા જતી હતી. તેને અટકાવી મારા બે હાથ પોતાની છાતી સરસા ચાંપી બાપુ બોલી ઊઠ્યા, "આ કેવો વાહીઆત પ્રશ્ન! હા–છોકરી અમારી પોતાની જ. વળી મારી તો છોકરી પણ ખરી. અને ગયે ભવે તે મારી મા હતી. પૂછો એને જ!" આ શું મારા બાપુ બોલતા હતા! આવો ઉમળકો, તેમના અવાજમાં કદી મેં સાંભળ્યો નહોતો. હું આનંદમાં આવી ગઈ. બાપુ કદી આવું વહાલ નહોતા દેખાડતા. મારી માની આંખો શ્રાવણભાદરવો વરસાવતી હતી. પણ અહા! તેનો ચહેરો કેવો હસી રહ્યો હતો! અને પેલો અજાણ્યો માણસ વધારે બોલ્યા વગર ચાલ્યો જ ગયો.

તે દિવસથી મા–બાપુ મને સંયુક્તા કહે છે.

# કર્ણગોષ્ઠી

આનંદના ઊભરા સાથે મારા હૃદયમાં હમેશાં દુઃખ શા માટે ઉત્પન્ન થાય છે, તે હું કદી સમજી શકતી નથી, પણ એટલું મેં અનુભવ્યું જ છે કે જ્યારે મારું હૃદય આનન્દથી ઉભરાઈ જાય છે, ત્યારે તે આનંદસાગર ઉપર હમેશાં વિષાદનું આછું પાતળું પડ ફરી વળેલું હોય છે, અને એ દુઃખ જ મને સુખદાયી લાગે છે.

ઇશ્વરનું ભજન કરતાં ભક્ત આનંદમગ્ન બને છે; વિખૂટું પડેલું બાળક પાછું મળે, ત્યારે માતાનો આનન્દ અવર્ણનીય હોય છે; પ્રિયતમાના મિલનથી પ્રિયતમ સુખને શિખરે પહોંચે છે; ફાંસીની શિક્ષાની ખાતરી રાખતા ગુનેગારને ન્યાયાધીશ નિર્દોષ ગણે ત્યારે એ પોતાને સૌથી સુખી માને છે; નપાસ થવાની ચોક્કસ ખાતરી રાખતો વિદ્યાર્થી અણધાર્યો પાસ થઈ જાય ત્યારે એનો હર્ષ ઉભરાઈ જાય છે......પણ હું તો એટલી અલ્પ છું, એટલી ક્ષુદ્ર છું કે દિશાઓ અંધકારથી ઘેરાવા માંડે ત્યારે પશ્ચિમ દિશામાં લીમડાનાં ઝાડનાં પાંદડાંની ગીચ ઝુંડોમાંથી જણાતો ઘેરો લાલ—આતશીયો—રંગ જોઇને જ મારું હૃદય તો આનન્દથી ભરપૂર બની જાય છે.

અને તે વખતે હું સંધ્યાદેવીને કાનમાં કહું છું કે "પશ્ચિમના આકાશમાં તેં જેવા આતશના ભડકા ચેતાવ્યા છે, તેવા જ ભડકા તારું સૌન્દર્ય જોઈ મારા હૃદયમાં સળગી ઊઠ્યા છે. આતશીયો રંગ તે તારા હર્ષનો ખ્યાલ આપે છે, અને અન્ધકારનાં ઊતરી આવતાં પડ તારા વિષાદનો ખ્યાલ આપે છે. સંધ્યાદેવી! તારું હૃદય પણ મારા જેવું જ છે; તેમાં પણ આનન્દના ઊભરાની ઉપર દુઃખનું જ આવરણ છે."

# બાલવિધવા

હોળીનો દિવસ હતો. અમારું નાનકડું ગામડું ઉત્સાહથી ખળભળી ઊઠયું હતું. બાલકોનો આનંદ તો સમાતો નહોતો. બધાં જ હર્ષથી મહાલતાં હતાં; હું જ એકલી મંદિરના ઓટલા ઉપર એક થાંભલાને અઢેલી બેસી રહી હતી. દુઃખને લીધે મારો સ્વભાવ ઈર્ષાખોર થઈ ગયો હતો. બધાં જ આનન્દ કરે, ને મારે જ એકલીને આંસુ પાડવાનાં? મને થયું કે મારે માથે ફરજિઆત દુઃખ નાંખી બીજાં બધાંને સુખમાં મહાલવાનો શો હક હતો?

પણ હું કેમ દુઃખી છું?

જવાબ સહેલો છે. હું બાલવિધવા છું.

નવરાત્રિના દિવસોમાં અમારા ગામમાં ગરબા ગવાતા, કંઠ મીઠો હોય તો પણ મારાથી ગરબામાં ભાગ ન લેવાય. હું તો બાલ વિધવા!

પણ મારા મૃત્યુ પામેલા પતિ માટે મને જરાએ શોક થતો નથી. ક્યાંથી થાય? હું મારાં લગ્ન વખતે મારા બાપુની કેડ સુધી પહોંચતી હતી, મારો પતિ પણ એટલો જ હશે. લગ્નનાં વાજાં વાગેલાં તે મને યાદ છે. મને લાલ કિનારીવાળી ચુંદડી પહેરાવેલી તે મને સાંભરે છે. લીલાશ પડતાં ભૂરા રંગનાં મારાં કંકણ તો મને આબાદ યાદ છે, કારણ કે લગ્નને ત્રીજે જ દિવસે અમારા પાળેલા બિલાડીના

બચ્ચા પાછળ દોડતાં હું પડી ગએલી. મારું કંકણ તૂટી ગએલું, અને બાએ મને ધમકાવીને છાનુંમાનું નવું કંકણ પહેરાવી દીધેલું.

લગ્નને દિવસે ખૂબ તાપ હતો. વૈશાખ મહિનામાં વધારેમાં વધારે પડી શકે તેટલો તાપ તે દિવસે હતો, તે પણ મને યાદ છે. ચોરીમાં અગ્નિ હતો, તેમાં બ્રાહ્મણ ઘી નાંખતો હતો. તેની વાસ પણ હું હજી ભૂલી નથી ગઈ. માત્ર એક જ વસ્તુ હું ભૂલી ગઈ છું. અને તે મારો પતિ! લગ્ન ક્યારે થયું, હસ્તમેળાપ કેમ થએલો, અમે મંગળફેરા ફરેલાં કે નહિ, એ કશું જ મને સાંભરતું નથી. કેમકે તે વખતે મારા મનમાં મુખ્ય વિચારો આટલા જ હતાઃ—'ઘરમાં અંદરના ઓરડામાં એક વાડકીમાં દૂધ ઉઘાડું મૂકીને આવી છું. તે બિલાડીનું બચ્ચું પી જશે તો બા મને ધમકાવશે; દેવતામાં પડતા ઘીની વાસ મને નથી ગમતી, અને ધુમાડો આંખમાં જાય છે; વળી આ રેશમી ચુંદડીથી મને અકળામણ આવે છે." લગ્ન કરાવવા આવેલો બ્રાહ્મણ મને થોડો થોડો યાદ છેઃ એની દાઢી ઉપર બહુ જ હજામત ઊગી ગઈ હતી. અને એના નાક ઉપર પરસેવાનાં ટીપાં જામી ગયાં હતાં, તે એ લૂછી નાંખે તો સારું એમ થયાં કરતું હતું. મને એમ પણ વિચાર આવેલો કે એની દાઢીમાં જૂ પડે તો તેઓને અંદર સંતાકૂકડી રમવાની મઝા પડે!

પણ એ વાતને તો આજે વરસો વીતી ગયાં છે, અને પેલા બિલાડીના બચ્ચા સિવાય મારાં બધાં જ સગાંસંબંધીઓ મરી પરવાર્યાં છે. આજે તો આ મંદિરના ઓટલા ઉપર બેઠી બેઠી હું જ એકલી આંસુ પાડું છું.

ગામડાની નિશાળમાં આજે રજા હતી. છોકરાંઓ કોઈકના ઘરનો દરવાજો તોડી લાવ્યાં હતાં; એમની ટોળીનો સરદાર હોળી ગોઠવતો હતો. આજે છોકરાંઓનો વિજય થયો હતો, કારણ કે ખુદ મહેતાજી ઉપર તેમણે ગુલાલ છાંટ્યો હતો. પાસેના શહેરમાંથી કદાચ સાંજે 'ચકડોળવાળો' આવી પહોંચે એવી વકી હતી, તેથી કેટલાક

છોકરાઓ તેની જ વાટ જોતા હતા. સ્ત્રીઓ રસોઈ બનાવવામાં ગુંથાયલી હતી, પુરુષો નવરા નવરા ફરતા હતા. કેટલાક દારૂના પીઠા પાસે બેઠા હતા. તળાવને કાંઠે એક વડના ઝાડ નીચે નાની નાની છોકરીઓ ગીત ગાતી ગાતી રમતી હતી, તેમનો અવાજ મારાથી અહીં બેઠે બેઠે સંભળાતો હતો. સામાન્ય રીતે ગોરોમાં ગવાતું ગીત આજે હોળીને દિવસે ગવાતું સંભળાયું:—

"ઓ આછા કુંવર, ઓ લાછા કુંવર,
તમે પરણ્યા કે કુંવારા લા......લ"

એકલી હું જ રડતી હતી. આ વિચારથી મારી આંખમાં વળી તાજાં આંસુ આવ્યાં. મારી દયા ખાનાર કોઈ જ નહોતું. તેથી જ મને મારી જાતની દયા આવતી હતી.

હોળીને દિવસે માતાનાં દર્શનનો મહિમા ગણાતો; તેથી આજે મંદિરમાં લોકોની બહુ ઠઠ જામેલી હતી. આસપાસનાં ગામડાંમાંથી પણ ઘણા લોકો અમારાં અંબાજીનાં દર્શન કરવા આવતા. હું ઓટલા ઉપર આંસુ સારતી બેસી રહી હતી; આવતા જતા લોકોનાં મોઢાં હું કોઇ પણ ઉદ્દેશ વગર જોયા કરતી હતી. એવામાં એકાએક મને ભાન થયું કે હું કોઇની વાટ જોઉં છું!

લોકોનાં ટોળાંની આવજા ચાલુ જ હતી. એક યુવક મંદિરમાં આવ્યો. તેના સુંદર ચહેરા ઉપર વિષાદની છાયા ફરી વળેલી હતી. એણે મારા તરફ નજર કરી, પણ એ તો ઉતાવળમાં હતો. માતાનાં દર્શન કરી, નારીએળ વધેરી, ઝપાટા બંધ ચાલ્યો ગયો, અને તરત જ લોકોની મેદનીમાં અદૃશ્ય થઇ ગયો. પાછાં ફરતી વખતે એણે મારા સામે પણ ન જોયું! પણ હું કાંઈ ખાસ નિરાશ ન થઈ. આશા રાખી હોય તો નિરાશ થવાય ને? છેક બાલપણથી નિરાશ થતાં જ હું તો શીખી છું, તેથી હવે તો હું હમેશાં નિરાશાની જ આશા રાખું છું......દૂર દૂર પેલી છોકરીઓ ગાતી હતી......

"એ આછા કુંવર, એ લાછા કુંવર,
તમે પરણ્યા કે કુંવારા લા......લ"

બપોર પડી. ગામડું જરા શાન્ત થયું. સૌ જરા થાક ખાવા ઘરમાં ગયાં હતાં. મારે તો કશું કામ જ નહોતું, મને શાનો થાક લાગે? હું તો હજી એ જ થાંભલાને અઢેલી ત્યાં જ બેસી રહી હતી.

સંધ્યાકાળે વળી કોલાહલ શરૂ થયો. હોળી ચેતી. છોકરાં આનન્દથી બૂમો પાડતાં ધાણીચણા ખાતાં હતાં. સ્ત્રીઓ હોળીની પ્રદક્ષિણા કરતી હતી. પુરુષો સળગતી હોળીની આસપાસ ટોળાં વળી ઊભા હતા......હું મંદિરના ઓટલા ઉપર બેસી રહી હતી.

મોડી રાત્રે હોળીના ભડકા કાંઇક શાન્ત થયા. મોટાં લાકડાંની ગાંઠો ધીમી ધીમી બળ્યા કરતી હતી. મને વિચાર આવ્યો કે સળગીને શાન્ત થવું, તેના કરતાં સળગવું જ નહિ, તે શું ખોટું?

# બા સાથે વાતચીત

## ૧

### અન્યાય

“હું જ્યારે ઘરનાં બારણાં જોરથી અફાળીને બંધ કરું છું, ત્યારે બા! તું બે હાથે કાન બંધ કરી કહે છે. “આ છોકરાથી તો તોબા!”

“ત્યારે બા! તે દિવસે આગગાડીના ગાર્ડમાસ્તર સ્ટેશન ઉપરથી ગાડી ઊપડી ત્યારે ધડાધડ કરતા આખી ટ્રેનનાં બારણાં અફાળતા’તા, ત્યારે તું કેમ ખુશી થઈને કહેતી’તી કે: “આ ગાર્ડ માસ્તર કેટલા કાળજીવાળા છે?”

## ૨

### રમત

“બા! ધાર કે આપણે સરઘસ સરઘસ રમીએ. હું સ્વરાજ્યનો સૈનિક અને તું સરકારી સિપાઈ. મારા હાથમાં સ્વરાજ્યનો વાવટો અને તારા હાથમાં લાઠી. પછી સરઘસ તારી પોલીસચોકી પાસે આવે. હું ‘ગાંધીજીની જે’ બોલાવું, ને તું લાઠી ઉપાડે—પણ પછી તારા પોતાના નાનકડા બાબુને કાંઈ તું લાઠી મારે? તારી લાઠી હેઠી પડી જાય, મારો વાવટો ઊંચો ચઢે; અને હું તને વહાલથી ભેટી પડું. કેવી સરસ રમત!

“બા! ખરેખરા સરઘસમાં પણ એમ જ કેમ ન થાય?”

# જનમ-મરણ

**पुनरपि जननं पुनरपि मरणम् ।**
**जननीजठरे पुनरपि शयनम् ॥**

"તમે રોજ કાનજી, કાનજી કરો છો, પણ ક્યાંક કાનજીને બદલે ગોપી આવશે તો શું કરશો?" હસતાં હસતાં રેવાએ પોતાના પતિને પૂછ્યું.

ગોવિન્દનું મોં આ સાંભળી એકદમ પડી ગયું. છોકરાને બદલે છોકરી આવશે તો? આવી કલ્પના આ નવ મહિનામાં એકે વાર આ વરઐરીએ કરી જ નહોતી. આજે અચાનક રેવાને આ ખ્યાલ આવ્યો. ગોવિન્દનો પડી ગએલો ચહેરો જોઈ રેવા જરા ખસીઆણી પડી ગઈ. ગોવિન્દને મન રેવા જીવન—સર્વસ્વ હતી. રેવાનું વિલાયલું મોં તેનાથી જોયું જતું નહિ. તે દિલનું દર્દ દિલમાં જ દબાવી દઈ, ખૂબ પ્રયત્નપૂર્વક હસીને બોલ્યો, "ગોપી આવે તો પણ શું? મારે તો એક મટી બે રેવાઓ થશે."

હજી ગોવિન્દ આ નવો વિચાર મનમાં પચાવે છે તે પહેલાં રેવાએ દુઃખની બૂમ પાડી. ગોવિન્દ બહાવરો બની પૂછવા લાગ્યો: "શું થયું રેવા?" પણ રેવાની બૂમ સાંભળી પડોશમાંથી ઝમકુ ડોશી આવ્યાં અને ગોવિન્દના ઘરની સરમુખત્યારી પોતાના હાથમાં લીધી.

"ગોવિન્દસિંહ, તમે પશલી દાયણને બોલાવી લાવો." તેણે

હુકમ છોડ્યો. ગોવિન્દના પગમાં જાણે સીસું રેડાઈ ગયું હતું. રેવાની બૂમો હજી ચાલુ હતી—અને તેથી તે ગભરાઈ ગયો હતો. છતાં તે પશલીને તેડવા ચાલ્યો. દાયણનું ઘર નજીકમાં જ હતું, એટલે તેને બોલાવી લાવતાં કશી વાર ન લાગી, પણ ત્યાર પછી તેની કોટડીનાં બારણાં બંધ થઈ ગયાં. ગોવિન્દને આજે નોકરી ઉપરથી રજા લેવાનો વિચાર આવ્યો. કોટડીમાંથી રેવાની બૂમો તેના હૃદયને વલોવી નાંખતી હતી. તેની હસતી રમતી રેવા આજે કેવી પીડાઇ રહી હતી? શેઠનો બંગલો છેટે શાહીબાગમાં હતો. રજા માગવા જવામાં અને પાછા આવવામાં પણ કેટલી વાર થઈ જાય! અને એટલામાં રેવાને કાંઈક વધી જાય તો? તેની આ વિચારમાળા ચાલે છે, ત્યાં ઝમકુ ડોશી બહાર નીકળ્યાં. તેમના ઘરડા કરચલીવાળા ચહેરા ઉપર જરાએ ચિંતા જણાતી નહોતી. ઠંડે કલેજે તે બોલ્યાં, " દરદ સારું છે, ગોવિન્દસિંહ, સાંજ લગણમાં છુટકારો થઈ જશે." ગોવિન્દે કોટડીમાં નજર કરી તો ખાટલા ઉપર રેવા સૂતી હતી, તેનો ચોટલો છૂટી ગયો હતો, વાળ વેરવિખેર બની તેના મોં ઉપર તથા ખભા ઉપર ઝૂલતા હતા. આ તેની સુંદર હસમુખી રેવા! આ તો જાણે કોઈ તદ્દન બીજી જ બૈરી હતી! આ બાઇનો ચહેરો અતિશય દુઃખથી ખેંચાઈ તણાઈ ગયો હતો. પરસેવાના ધોધ જાણે તેના કપાળ ઉપર રેલાતા હતા......

તરત ઝમકુ ડોશી અંદર પેઠાં, અને બારણું બંધ થયું. ગોવિન્દને ઝમકુમાના શબ્દો સંભાર્યા. તેને કશી ગમ ન પડી. "દરદ સારું છે" શું ડોશી મશ્કરી કરતાં હતાં? દરદ તે વળી સારું હોય? અને સાંજ પડતાં છુટકારો થશે, એટલે શું આજનો આખો દિવસ રેવાને આવા દરદમાં પીડાયા કરવું પડશે?

વળી ગોવિન્દને પોતાની નોકરી યાદ આવી. મોટરબસમાં ચડી બેસી તે ઝટ શાહીબાગ તરફ ચાલ્યો. મોટરમાં લોકો કેટલા નિરાંતે બેઠા હતા. તેની અધીરાઈ અમાપ હતી. તેને એમ પણ થઇ ગયું

કે જો આ મોટર હાંકનાર પોતાને હાંકવા દે તો કેટલું જલદી શે
બંગલે પહોંચી જવાય! શેઠને બંગલે ગોવિન્દ ઘણાં વર્ષોથી નોક
કરતો હતો. તે બંગલાના પાછલા ભાગમાં ગયો. ત્યાં દેરાસરમાં
મોટાં બા (શેઠના મા) તરત સેવા કરી નીકળતાં હતા. ગોવિ
કહ્યું: "મોટાબા, મારી બૈરી મરવા પડી છે; આજના દિ'
રજા અપાવો." ગોવિન્દનો ધોળો પૂણી જેવો ચહેરો જોઇ ઘર
શેઠાણી ચોંકી ગયાં. તેમણે રેવાની પૂછપરછ કરી, પણ મંદવાડ
છે તે જાણી તે હસવા લાગ્યાં. છતાં ગોવિન્દની રજા મંજૂર થ
વળતી ભાડાની મોટરબસમાં ગોવિન્દ ઘેર આવ્યો. તેની કોટડી
બારણું અધખોલું હતું. પણ રેવાની ચીસો સંભળાતી નહોતી. ત
લાગ્યું કે છોકરો અવતરી ગયો હશે. પણ ઝમકુમાનો ચહેરો જો
તેના હૃદય ઉપર મોટો પત્થર પડયો. ડોસી બોલ્યાં: 'ગોવિન્દસિં
દરદ એકદમ મંદુ પડી ગયું છે. દાયણ કશું સમજતી નથી. કાં
ઊંધું વેતરાશે, તે કરતાં તમે "નસવાળી"ને તેડી લાવો. ગોવિન
નાં ગાત્રો ઢીલાં થઇ ગયાં. નર્સના ઘર તરફ તે તરત જ દોડયો
નર્સે આવી રેવાને તપાસી માથું ધુણાવ્યું, "બાઇનું કાંડું ન
છે, અને છોકરું વધારે મોટું છે, ઓજારની જરૂર પડશે, માટે દાક્તર
તેડો, નહિ તો દવાખાને લઇ જાવ. પણ જેટલી ઘડી જાય છે
તેટલી બાઇ માટે નુકશાનકરતા છે."

હજી તો નર્સ વિદાય થઈ ન થઈ, ત્યાં રેવાએ એક તીક્ષ્
કીકિયારી પાડી, અને કોઈ પણ તેની પાસે પહોંચે તે પહેલાં બાળ
અવતરી ગયું. દાયણે બધી લગામ હાથમાં લીધી. રેવાનું છોક
જોરથી ચીસો નાંખી રડવા મંડયું. ઝમકુ ડોશી બહાર ડોકું કા
બોલ્યાં: "ગોવિન્દસિંહ! પહેલે ખોળે તો પથરો જ છે, પણ બીજ
ફેરા ભગવાન રંગ રાખશે." ગોવિન્દે ઝમકુનો અવાજ સાંભળ
પણ ડોસી શું બોલ્યાં તે તેનાથી સમજાયું નહિ. રેવાની છેલ્લ
ચીસથી તે થીજી ગયો હતો; તેને કશું ભાન રહ્યું નહોતું. ત્યાં દાય

આવી તેની મૂઢાવસ્થામાંથી તેને જાગ્રત કર્યો, જલદી દાકતરને તેડી લાવો, તમારી બૈરીનો જીવ જોખમમાં છે." ગોવિન્દ અંગારે ચંપાયો ન હોય તેમ કૂદીને દોડયો—પણ ક્યાં જવું? કયા દાકતર? શું ફી લેશે? તેને આંખે અંધારાં આવતાં હતાં, પણ બીજી ક્ષણે તેણે છેલ્લા વિચારોને સંકેલી લીધા અને એક સ્ત્રીદાકતરને તેડી ઘેર લઈ ગયો.

આખી રાત તેણે ઓસરીમાં જ કાઢી, સવારે બિલાડીએ 'મીઆંઉં', 'મીઆંઉં' ના અવાજે તેને જગાડી મૂકયો. પૂરા જાગ્રત થતાં જ તેને હસવું આવ્યું. આ કાંઈ બિલાડી નહોતી, આ તો એની પોતાની છોકરી રડતી હતી! રેવાને આખી રાત ઠીક નહોતું. આઠ વાગે દાકતર પાછાં આવનાર હતાં. ગોવિન્દને પોતાની છોકરી જોવાનું મન થયું. તે અંદર ગયો. રેવાનું શરીર પીળું, ફિક્કું પડી ગયું હતું, તેના પડખામાં લાલ માંસના લોચા જેવી છોકરી હતી. આ તેની છોકરી! ગોવિન્દને આ વિચિત્ર જનાવર પ્રત્યે કશી જ લાગણી ના થઈ, તેને માત્ર જરા હસવું આવ્યું. રેવાના હોઠ ઉપર પણ ફિક્કી ઝાંખી બીજના ચંદ્ર જેવી સ્મિતરેખા દેખાઈ ન દેખાઈ ને અદૃશ્ય થઈ ગઈ! તેનો સાદ ઊંડો ઊતરી ગયો હતો, તેથી તે અતિ મંદ અવાજથી બોલી: "કાનજી નથી, ગોપી જ છે. એનું નામ રાધા રાખીશું." પછી જાણે ભૂલ સુધારીને ન બોલતી હોય તેમ ધીરેથી તેણે કહ્યું: "રાખજો." ગોવિન્દે જિંદગીમાં અસંખ્ય વાર 'રાખજો' શબ્દ સાંભળ્યો હતો. રેવાને મોઢે જ એ શબ્દ અનેકાનેક વાર સાંભળ્યો હશે, પણ તેની કશી જ અસર થઇ નહોતી. આજે એજ નાનકડા ત્રણ અક્ષરના શબ્દે ગોવિન્દનું હૃદય ચીરી નાખ્યું. પોતાના અન્તરની અકથ્ય વેદના દબાવવાનો પ્રયત્ન કરી તેણે રેવા સામું જોઇ હિંમતના બે બોલ બોલવાનો વિચાર કર્યો—પણ રેવાના ચહેરા ઉપર તેણે મોત જોયું. મોતની છાપ એવી તો સ્પષ્ટ હતી, કે ગોવિન્દ તે જોઈ અવાક્ બની ગયો. જીવવાની હિંમત આપવી, તે તેને ઉપહાસ જેવું

લાગ્યું. કાંઇ પણ બોલ્યા વગર તે ઊઠીને બહાર ચાલ્યો આવ્યો અને કોટડીની બહાર ઓસરીમાં પડેલા ખાટલા ઉપર તે બેસી પડયો.

મોત! તેના પોતાના ઘરમાં! અને તે પણ રેવાનું! ગોવિન્દે ઘણાં મોત જોયાં હતાં, ઘણાં શબ ખાંધે લીધાં હતાં, ઘણી ચિતાઓના ભડકા જોયા હતા: પણ તેણે મોત વિષે કદી વિચાર જ નહોતો કર્યો. પોતે કદી રેવાથી વિખૂટો પડશે, એ કલ્પના જ તેણે કોઈ દિવસ કરી નહોતી. અને આજે એકાએક એ બીના સત્ય હકીકત તરીકે તેની સમક્ષ ખડી થઈ ગઈ!

તેને પોતાનું નાનપણ યાદ આવ્યું. પોતાનું લગ્ન સાંભર્યું: રેવાએ તેને એટલો સુખી બનાવ્યો હતો કે સુખના અસ્તિત્વથી પણ ગોવિન્દ અજાણ રહ્યો હતો. રેવા સાથે તેનું જીવન એવું તો ગૂંથાઈ ગયું હતું કે, તેના વગર પોતે કેવો બની રહેશે, તેની એને કલ્પના જ નહોતી. અત્યારે રેવા મૃત્યુકાંઠે આવી, તો પણ ગોવિન્દને તે ખ્યાલ ન જ આવ્યો. રેવાને મહિના રહ્યા, ત્યારે પોતે બન્ને કેટલાં ખુશી થયાં હતા! મહિનાઓથી એ લોકોએ એ જ વાત કરી હતી. છોકરો આવતાં ઘર કેવું દીપી ઊઠશે, કેવું ગાજી રહેશે! ઘડીભર ગોવિન્દ ફરી એ વિચારોએ ચઢી ગયો. ક્ષણભર ભૂલી ગયો કે બાળક જન્મી ગયું છે. છોકરાને બદલે છોકરી અવતરી છે અને રેવા મરણપથારીએ પડી છે. ઘડીભર ગોવિન્દ ફરી એ જૂની વિચારપરંપરામાં ગૂંથાયો...છોકરાનું નામ કહાનજી પાડીશું. રેવાને મોહન નામ ગમે છે, પણ મોહન તો શેઠને બંગલે મહેતરનું નામ હતું. મોહન મહેતર એક આંખે કાણો અને બહુ ટીખળી સ્વભાવનો હતો. તેને યાદ કરતાં ગોવિન્દના ચ્હેરા ઉપર સ્મિતની આછી લહેર ફરી વળી...ત્યાં તો બારણે મોટર આવી અને તેમાંથી દાક્તર બાઈ ઊતર્યાં. નિદ્રાધીન માણસ જેમ ચાબૂકના ફટકાથી ચમકી ઊઠે તેમ ગોવિન્દ પોતાની વિચારનિદ્રામાંથી દુઃખના એક આંચકા સાથે જાગૃત

થયો. ગોવિન્દને બહાર જ રહેવાનો હુકમ કરી દાક્તર અંદર પેઠાં.

જ્યારે દાક્તર કોટડીમાંથી બહાર નીકળતાં હતાં, ત્યારે તેમનો ચહેરો ગંભીર બની ગયો હતો. દવા સારવાર વગેરેની ગોઠવણ કરી કોટડી બહાર નીકળતાં નીકળતાં બોલ્યાં: "આ છોકરીને ઉપરના દૂધ ઉપર ચઢાવી દેવી પડશે, કારણ કે એની માને સંપૂર્ણ આરામ આપવાનો છે." આ સાંભળી પથારીમાંથી રેવાનો અવાજ આવ્યો. "ઓ બાઈ સાહેબ, તમે મારા ઉપર દયા કરો! તમે નથી બોલતાં પણ હું સમજું છું કે મારી જિન્દગીની તમને આશા નથી. મને પોતાને પણ મોતનાં પગલાં સંભળાય છે, તો પછી જે એક બે દિવસ છું તેટલો વખત મારી છોકરી છો ધાવતી. મેં મા થવાની કેટલી હોંસ કરી હતી! મારા હાથમાં મારી રાધાને લઉં છું ત્યારે જાણે મોત સામે પણ લડવાનું મને જોર આવે છે..." આટલું બોલતાં બોલતાં રેવાને તાણ આવી ગઈ. દાક્તર તરત એની મદદે દોડયાં. ઘણીવારે રેવાને ભાન આવ્યું. દાક્તરે તેને કાંઇ ઇન્જેકશન આપ્યું, તેથી તે તરત ઊંઘી ગઇ.

પછી દાકતરે ગોવિન્દને કહ્યું: "તમે એમ્બ્યુલન્સની મોટરમાં સુવડાવી બાઈને ઇસ્પીતાલમાં મોકલો, એને ચોવીસે કલાકની સારવારની જરૂર છે." ગોવિન્દના પગ લથડીઆં ખાતા હતા. આવી ભયંકર લાગણી કોઇ પણ માનવીના જીવનમાં આવતી હશે એમ પણ આજ સુધી તેણે જાણ્યું નહોતું. તેણે ટોપી લેવા હાથ લંબાવ્યો ત્યારે તેનો હાથ થરથર ધ્રૂજતો હતો. તેના પગ જાણે જમીન ઉપર ચોંટી જતા હતા.

જ્યારે રેવાને એમ્બ્યુલન્સ મોટરમાં સુવડાવી લઇ ગયા, ત્યારે ગોવિન્દ ચોક્કસ રીતે સમજી ગયો કે જે હસતી રમતી રેવા થોડાં જ વર્ષો ઉપર પહેલાં તેના ઘરમાં પહેલીવાર આવી હતી, તે જ રેવા આજે તેના ઘરમાંથી આખરી વિદાય લઈ ચાલી જતી હતી. ઇસ્પિતાલમાં ગયા પછી ત્રીજી રાત્રે રેવાનું અવસાન થયું.

ગોવિન્દ જેમ એક વખત અતિશય સુખને લીધે તે જ સુખથી

અજ્ઞાન બની ગયો હતો, તેમ આજે અતિશય દુઃખથી દુઃખ વિષે પણ અજ્ઞાન બની રહ્યો. રેવા હવે તેની રહી નથી એ વાત તેના મગજમાં ઊતરતી જ ન હતી. તે મૂઢ, અવાક્ બની બધાની સૂચના પ્રમાણે વર્તતો હતો. રેવાના શબને બાળીને પોતાની સૂની કોટડીએ તે પાછો ફર્યો.

સંધ્યાકાળે ઝમકુ ડોશી એક થાળામાં થોડી ખીચડી પીરસી લઈ આવ્યાં અને બોલ્યાં, "ભાઈ ગોવિન્દસિંહ, હવે આ ગમ છોડો. તમે ગઈકાલ રાતથી મોંઢામાંથી એક હરફ પણ કાઢ્યો નથી. દિલમાં દુખ થતું હોય તો લગાર રોઈ લો. રોવાથી મન મોકળું થશે, આટલી ખીચડી ખાઈ લો. પછી હું તમારી ઝીણકીને તમારી પાસે લાવું." ગોવિન્દની આંસુ વગરની સૂકી આંખો અને સુકાઈ ગએલો ચહેરો એમનો એમ જ રહ્યો. ખીચડીની થાળીમાં ચોખા તથા દાળના દાણા પડ્યા પડ્યા સૂકાઈ જવા લાગ્યા ગોવિન્દ શૂન્ય મગજ સાથે બેસી જ રહ્યો. કેટલીક વારે રેવાના એક સાલ્લાની ગડીમાં વીંટાળેલી છોકરીને લઈ ડોશી ગોવિન્દની પાસે આવ્યાં. છોકરી અત્યારે જાગતી હતી. ડોશી દુનીઆદારીમાં નિપુણ હતાં. કશું બોલ્યા વગર તેમણે છોકરીને ગોવિન્દના ખોળામાં મૂકી દીધી, અને પોતે બહાર ચાલ્યાં ગયાં.

નાની રાધા પોતાના બાપના મોં તરફ કાળી કાળી આંખે ટીકતી જોઈ રહી; અને પછી જાણે પોતે સહીસલામત છે, એવી તેને ખાતરી ન થઈ ગઈ હોય, તેમ તેણે પોતાનાં પોપચાં ઢાળી દીધાં, અને બીજી ક્ષણે તે ભર ઊંઘમાં પડી ગઈ. તેની પોપચાં ઢાળી ઊંઘી જવાની રીત જોઈ એકદમ ગોવિન્દને રેવા યાદ આવી, તેને થયું કે રેવા જ બાળક બની પોતાના ખોળામાં સૂઈ ગઈ છે. અને પોતાની રાધાને નિહાળતા નિહાળતાં તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. ઝમકુમા પોતાની તક જોઇ અંદર પેઠાં. રાધાને પોતાના ખોળામાં લઈ લીધી.

હવે ગોવિન્દ મુક્તકંઠે રડવા લાગ્યો.

## બાલસખીને

રાત્રિનો અંધકાર દર ક્ષણે ઓસરતો જતો હતો. પૂર્વ દિશામાં આછી આછી ગુલાબી તેજરેખા જોઈ, મારી સખી! મને તારું સ્મિત યાદ આવ્યું. રડીને શોકપૂર્ણ બનેલા તારા મુખ ઉપર એકાએક સ્મિત ફરકે ત્યારે આવું જ નહોતું લાગતું ?

*

જ્યારે સંધ્યાનું રહ્યું સહ્યું તેજ રાત્રિના અંધકારમાં લુપ્ત થયું, ત્યારે ક્ષિતિજ ઉપર બીજનો ચન્દ્ર ઊગ્યો. તે બીજનો ચન્દ્ર જોઈ મને જૂઈના ફૂલની કળી યાદ આવી, કુમારિકાના કોડ સાંભર્યા, ભાઈ બહેનનો મીઠો પ્રેમ સાંભર્યો, આંબાનો મ્હોર સાંભર્યો, અને ઓ મારી બાલસખી ! તારી ઘાટીલી દેહલતા સાંભરી.

*

બીજનો ચન્દ્ર ઊગીને આથમી પણ ગયો. તારી રીસ જેવો જ એ પણ ક્ષણજીવી ! ને પછી આકાશમાં તારા કેવા ચળકતા હતા ? તે તારા જોઈ મને મોગરાનાં ફૂલ સાંભર્યાં, પરીના પ્રદેશમાં રસ્તા ઉપર વેરાયલા હીરા યાદ આવ્યા, અને સખી ! હાસ્યને ચમકારે ચળકતી તારી તેજસ્વી આંખો યાદ આવી.

*

પૂર્વ દિશામાંથી અણધાર્યો પવન ફૂંકાયો ત્યારે ચોમાસાની તે સવારે લીંબુનાં ઝાડની સુવાસ કેવી મહેકી ઊઠી હતી ? અને આસો-

પાલવનાં ઝાડ પણ ડાળીઓ ઝુકાવી ઝુકાવીને ખડખડાટ જાણે હસતાં હતાં! તે જોઇ મારી પ્રિય સખી! મને તારાં તોફાન અને હાસ્યની હેલી સાંભરે, તેમાં શી નવાઈ?

*

બકુલનાં ઝીણાં અને મીઠી સુગન્ધભર્યાં ફૂલ મને કોઇએ ભેટ ધર્યાં ત્યારે રે બાલ સખી! તારી સૌરભભરી, નાજુક દેહવેલડી મારે હૈયે ચઢી આવી હતી.

*

ચમત્કારી પ્રદેશમાં અમૃતનાં ઝરણની વચમાં, પરવાળાના બેટ ઉપર પોતાના નાજુક રૂપાળા પગ પાણીમાં બોળી, પરીઓની રાજ-કન્યા બેઠી હતી. મોરનાં પીછાં જેવા રંગની તેની ઓઢણી નિશીગંધનાં ફૂલથી સુવાસિત બનેલા મન્દ પવનથી ફરફરતી હતી; તેથી થોડીવાર સુધી તો તે મુગ્ધાનું મોઢું મારાથી દેખાયુંજ નહિ, પણ જ્યારે એના માથા પરથી એની ઓઢણી સરી ગઈ ત્યારે મેં મારી મીઠી બાલસખીને તરત ઓળખી કાઢી.

*

જ્યાં આકાશ અને પૃથ્વી મળે છે ને? ત્યાં મેઘધનુષની નિસરણી હતી. નિસરણીની ઉપર તો કોણ જાણે શુંએ હશે, પરન્તુ તેની નીચે જાંબૂડી અને નારંગી રંગનાં વાદળાંની નરમ અને સુંવાળી સેજ બિછાવેલી હતી. તેના ઉપર પડી પડી ઓ મારી પ્રિયતમ બાલસખી! તું એકલી શું હસતી હતી? મારા આ કલ્પનાતરંગોની બાલિશતા ઉપરજ કદાચ તું હસી રહી હોઈશ?

*

# સ્મૃતિ

"આ બા, અમારી નિશાળમાં નાટક થવાનું છે. મારે વસન્ત ઋતુની દેવી થવાનું છે. તારી પાસે પેલી પેટીમાં ફૂલવેલની ભાતવાળી રેશમી સાડી છે, તે મને પહેરવા આપીશને ?" મારી પ્રતિમા નિશાળેથી આવી, ટેબલ ઉપર ચોપડી ફેંકતાં મારે ગળે વળગી પડતાં બોલી.

'વસન્તઋતુની દેવી' એ શબ્દોએ મારું હૃદય હલમલી ગયું. કોઈ વાર અમુક પ્રસંગે સાંભળેલા અમુક શબ્દો, ઘણે વર્ષે ફરીથી સાંભળતાં તે જૂનો પ્રસંગ આંખ આગળ કેવો ખડો થઈ જાય છે ? મને મારી પ્રતિમાના શબ્દો સાંભળતાં જ સોળ વર્ષ પહેલાંનો એક દિવસ સાંભરી આવ્યો. ત્યારે હું પણ નિશાળમાં ભણતી. અમારી નિશાળમાં નાટક થવાનું હતું. મારે પણ વસન્ત-ઋતુની દેવી થવાનું હતું. હું નિખાલસપણે કહી શકું કે તેવડી ઉમ્મરે પ્રતિમા કરતાં હું રૂપમાં વધારે આકર્ષક હતી. પ્રતિમાનો ચહેરો તો સુંદર ખરો જ, પણ એની દેહાકૃતિ એટલી બધી સુડોળ નથી લાગતી. મારો વિવાહ તેવામાં તાજો જ થયેલો. એ છોકરો કોલેજમાં ભણે છે, અને એનું નામ સુધીર છે, એટલી મને ખબર હતી, પણ મેં તેને જોએલો નહિ. એ દશકામાં જગત કેટલું પલટાઈ ગયું છે ! મારી પ્રતિમા મને ઘણીવાર કહે છે કે "મા, હું તો એક બે વરસ સાથે

રહી જોઉં, ને પછી ગમે તો લગન કરું—" આવું કાંઈ આપણાં સમાજમાં થતું નથી—પણ નવી જુવાની સાથે આ જમાનામાં આવા નહિ સાંભળેલા, એવા વિચારો ઉપજેલા જોઈ હું ચકિત થાઉં છું.

મારી કથા આગળ ચલાવું. મારી બેનપણી સુલોચનાના ભાઈ જગદીશને આ સુધીર સાથે ભાઈબંધી હતી. તેથી આજે જગદીશ સાથે સુધીર પણ મેળાવડામાં આવવાનો છે, એમ મને સુલોચનાએ કહેલું. મેં તો જગદીશને પણ કદી જોએલો નહિ. બ્હેનપણીઓને નિશાળમાં મળવાનું, તેમને ઘેર જવાઆવવાનું નહિ, એવો મારાં દાદીમાનો સખત હુકમ હતો, તેથી સુલોચનાના ભાઈ વિષે પણ વાતો જ સાંભળેલી.

નિશાળમાં હોઈએ ત્યારે મેળાવડાની કેવી ઊલટ હોય છે! એ ચાર કે આઠ દિવસ પહેલાંથી અમારાં હૈયાં તો થનગન થનગન નાચતાં. નિશાળમાં પણ કોઈ ભણે કે ભણાવે નહિ. કપડાં સીવાય, પડદા બંધાય, આમંત્રણ ને કાર્યક્રમની પત્રિકાઓ લખાય ને ચિતરાય. રોજનાં કડક જણાતા શિક્ષકો પણ એટલા દિવસ જાણે પલટાઈ જ જતાં! માએ મારે માટે ખાસ વસન્તઋતુની દેવીનો વેશ કરાવ્યો હતો. લીલા—ડાંગરના કચારા જેવા રંગની ભોંયવાળી રેશમી સાડી ઉપર ફૂલપાંદડાંની વેલની ભાત હતી—મારે માથે ફૂલનો મુગટ, અંબોડા ઉપર ફૂલની વેણી, ગળે ફૂલની માળા, કમરે ફૂલની મેખલા, અને તે જ મુજબ હાથે, કાને અને પગે પણ ફૂલના અલંકારો પહેરવાના હતા.

આ સર્વ પહેરવાની હોંસમાં હું મેળાવડાની રાત્રે મોડે સુધી ઊંઘી શકી નહોતી, અને સવારનું અજવાળું બારીમાંથી મારા ઓરડામાં આવ્યું ન આવ્યું, ત્યાં તો હું જાગી ગઈ હતી. " આજે એજ દિવસ છે—આજે મેળાવડો છે, આજે હું વસન્તની રાણી છું. આજે મારો દિવસ છે." આવા આવા વિચારોથી મારું મન ઉભ-

રાઈ જતું હતું. સુધીર મેળાવડામાં આવવાનો છે, તેથી તેને પણ જોઈ લેવાશે, એ ખ્યાલ તો મારા મનમાં હતો જ, પણ પંદર વર્ષની બાલા જેના હૃદયમાં હજી પ્રેમનાં અંકુરો પ્રવેશી શક્યાં નહોતાં, તેને એ બાબતની કાંઈ વધારે પડતી ઇન્તેજારી નહોતી. મારા આજના સુંદર પોષાકમાં એ મને પહેલવહેલી વાર જોશે, એ વિચારથી હું ખુશ હતી. બાકી એને જોવાની મારી ઉલટ ઝાઝી નહોતી. હજી નિશાળ, પરીક્ષાઓ, બહેનપણીઓ, શિક્ષકો અને સાડીઓમાં જ સાચું પૂછો તો મને વધારે રસ પડતો. વર, વહુ, પ્રેમ, વિજોગ, દુઃખસુખ એ બધામાં રસ પડતો, પણ નવલકથાઓનાં વાચનમાંજ. ચોપડીઓમાં એ બધું સાચું અને રસમય લાગતું, પણ મારા જીવનમાં તે સર્વને સ્થાન નહોતું. છતાં સુધીર મારી સુંદરતા જોઈ ખુશી થશે, એ વિચારે હું જરૂર ખુશ થએલી.

મેળાવડામાં મારો સંવાદ બહુ પાછળથી આવતો હતો. અને સૌથી ઉપલા વર્ગની સૌથી ચાલાક છોકરીઓને મહેમાનોને યોગ્ય સ્થાને બેસાડવાનું કામ સોંપાયું હતું. સુલોચના તથા હું તે કામ બહુ ઉમંગથી કરતાં હતાં. મારાં મા-બાપુ વગેરે આવી ગયાં, અને તેમને સારી જગાએ બેસાડી હું પાછી દરવાજા આગળ ગઈ, ત્યાં સુલોચનાનું કુટુંબ આવી પહોંચ્યું. સુલોચનાએ ઉત્સાહમાં આવી જઈ મારા કાનમાં કહ્યું: " જગદીશભાઈની સાથે ચાલે છે, તેને જોઈ લેજે. "

બે યુવકો સાથે સાથે ચાલતા હતા, બન્ને દેખાવડા હતા, તેમાંથી કયો સુધીર હશે ? એક વધારે ઊંચો, પાતળો અને રંગે ઘઉંવર્ણો હતો. એની આંખો તોફાની છોકરાની માફક હાસ્યથી ચમકતી હતી. એ યુવકના હોઠ એટલા સુંદર હતા—મને તે જોતાંજ ગરબાની પેલી લીંટી યાદ આવી ગઈ: " અધુરું મધુરું હસી દે છે રે. " ખરેખર એનું સ્મિત અધુરું અને મધુરુંજ હતું. મને તે યુવક એકદમ ગમી ગયો. એજ મારો સુધીર હશે, એમાં મને શંકા ન રહી. બીજો યુવક જરા ઠીંગણો, જરા ભરાઉ શરીરનો, ખૂબ ગોરો અને ગંભીર ચહેરાવાળો

હતો. એ જગદીશ હર્યો, એટલે તેને જોવામાં મેં વખત ન ગુમાવ્યો.

સુલોચનાએ એ મંડળીને બધું સારી રીતે જોઈ શકાય, એવી સારી જગાએ બેસાડી. બીજા મહેમાનોને આવકાર આપવાનું છોડી, હું ઘડીભર દૂર ઊભી ઊભી સુધીરને જોવા લાગી. એ ચાર દિવસમાં મા તેને અમારે ઘેર જમવા તેડવાની હતી. પણ તે વખતે કદાચ બરાબર જોવાય નહિ, એમ ધારી મેં એને જોઈ લેવાનો નિશ્ચય કર્યો. આ મારો વિવાહિત પતિ હતો, એટલે મેં એને આંખો ભરી ભરીને જોયો, એમ ન માનશો. એ યુવક મને એટલો તો ગમી ગયો, કે એને ધરાઇને જોઈ લેવાની મારા હૃદયમાં જાણે તરસ જાગી હતી. મેં ઘડીક એના ચહેરા તરફ જોયું, (હું તો દૂરના એક ખૂણામાં ઊભી હતી ) એ ચારે તરફ ફરી ફરીને જાણે કોઈને શોધતો હતો. મને જોતાંજ, એના હોઠ ઉપર પેલું 'અધુરું—મધુરું' સ્મિત ખીલી ઊઠયું. એ હસ્યો, માત્ર હોઠથી જ નહિ; એનો આખો ચહેરો હસી ઊઠ્યો. મને જાણે તે ચિરકાળનો ઓળખીતો લાગ્યો.

પછી મેળાવડો શરૂ થઈ ગયો. અમારા સંવાદની તૈયારી કરવા હું અંદર ગઈ. સુલોચનાએ મને પૂછ્યું, " ગમ્યો ને ? જગદીશભાઈ એનાં બહુ જ વખાણ કરે છે. " પ્રેમ એ કેવી અદ્દ્ભુત ચીજ છે. વસન્ત ઋતુની રાણી બનવાના મારા કોડ એકદમ મંદ પડી ગયા. મને થયું કે સુલોચનાને સુધીર વિષે હજારો સવાલ પૂછી લઉં. સુધીર ગૌણ હતો તે એકદમ મુખ્ય બની ગયો. નાટક મુખ્ય હતું તે એકદમ ગૌણ બની ગયું. મેં મારો ભાગ તો સરસ રીતે જ ભજવ્યો, અને મેળાવડો વીખરાય તે પહેલાં મારું ઇનામ માને દેખાડવાને બહાને હું શ્રોતાવર્ગમાં ગઈ. સુધીર મારા સામું જોઈ જરાએ સંકોચ વગર હસીને બોલ્યો, " તમે ખૂબ સરસ કામ કર્યું. મારો મિત્ર તો તમારી વસન્તની દેવીના પોષાકમાં છબી પાડવા માગે છે. કેમ ખરું ને ? " જગદીશનું ગંભીર મોં વધુ ગંભીર બન્યું, અને તેણે માત્ર ચહેરાથી આ વાતની નાપસંદગી બતાવી.

તે આખી રાત મેં સુધીર, ફૂલ, સંગીત, નિશાળ—વગેરે જાત જાતનાં ગાંડાઘેલા સ્વપ્નામાં વીતાવી. બીજા દિવસથી નિશાળમાં લાંબી રજાઓ શરૂ થઈ ગઇ હતી. સુધીરના બાપુની તબિયત અચાનક બગડી આવી, અને તેથી બીજે જ દિવસે મુંબઈના દાક્તરને દેખાડવા એ લોકો મુંબઈ ચાલ્યાં ગયાં. થોડા જ દિવસમાં એપેન્ડીસાઈટીસનું ઓપરેશન કરાવતાં, ઇસ્પિતાલના ટેબલ ઉપર જ તેમનું અવસાન થઈ ગયું, એવા સમાચાર અમને મળ્યા. મને થયું કે સુધીરને દિલાસાનો એક પત્ર લખું. પણ અમારા ઘરમાં દાદીમાનું કુલકુલાણુ ચલણ હતું. અને એવાં 'પેમલા પેમલી' જેવાં વર્તનની એ બહુ વિરુદ્ધ હતાં, તેથી કાગળ લખવાની મારી હિંમત ચાલી નહિ. રોજ રાત્રે સૂતી વખતે હું સુધીર સાથે કાલ્પનિક વાતો કરતી. તેની હસતી આંખો શોકપૂર્ણ બની હશે, ત્યારે કેવી દેખાતી હશે વગર વિચારે કરની કરતી હું ઊંઘી જતી. સુધીરનું મોસાળ મુંબઈ હતું—તેનાં બાએ ત્યાં રહેવાની મરજી બતાવી, તેથી સુધીર મુંબઈની કોલેજમાં જોડાઈ ગયો.

માગશર મહિનો આવતાં જ સુધીરના મામાનો મારા બાપુ ઉપર કાગળ આવ્યો કે "મારી બેનની મરજી છે કે સુધીરનું લગ્ન કરી નાખવું બાર મહિના પછી લગ્ન કરીશું તો પણ બહેનના હૈયાની હોળી કાંઈ ઓછી જ ઠરવાની છે? બહેનનો વિચાર લાંબી જાત્રાએ જવાનો થાય છે, એટલે સુધીરનું ઘર મંડાવીને જ જવું એવી એમની મરજી છે.' અલબત્ત મા-બાપુ-દાદીમા કોઈએ મને કશું પૂછ્યું જ નહિ. ઘરમાં લગ્નની તૈયારીઓ થવા લાગી. પંદર સોળ વર્ષની હું લગ્ન જીવનની ગંભીરતા, વગેરે કશામાં શું સમજું ? પણ સુધીર સાથે મુંબઈ રહેવાનું થશે, એ વિચારથી હું ખૂબ ખુશ હતી. વળી મારે માટે નવાં લૂગડાં ઘરેણાં વગેરે તૈયાર થતું. આટલું બધું મહત્ત્વ મને એકલીને કદી મળેલું નહિ, તેથી પણ હું ખૂબ હર્ષમાં હતી.

છેવટે લગ્નનો દિવસ પણ આવ્યો. દાદીમાએ મને લાંબો ઘૂમટો કઢાવી પરણવા બેસાડી હતી. તોરણે આવેલા સુધીરને હાર પહેરાવતી વખત પણ મેં જોયો નહિ. માત્ર તેના બે હાથમાં પકડેલા નારિયેળ તરફ મારી નજર પડી. એના હાથ મને ખૂબ ગોરા લાગ્યા. લગ્નવિધિ થઈ ગયો, પછી સુલોચના મારી પાસે આવી. સુલોચનાનો ભાઈ જગદીશ ઘણા વખતથી માંદો હતો. એ લોકો હવાફેર કરવા ઘણા મહિનાઓથી આબુ ગયાં હતાં. એનું કુટુંબ તો હજી આબુ જ હતું. લગ્ન ખાતર સુલોચના બે દિવસ માટે અહીં આવી હતી.

સુલોચના મને લગ્નની ભેટ આપતાં આપતાં બોલી: ' બહેન, આ કાશ્મીરી ભરતવાળાં પલંગ પાથરણાં છે. એક મારી તરફથી અને એક જગદીશભાઈ તરફથી છે. રોજ વાપરજો, અને ખૂબ સુખી થજો."

મારા પતિએ સુલોચનાને પૂછ્યું: "જગદીશને કેમ છે ?"

સુલોચનાએ કહ્યું: " કશી સમજ પડતી નથી. હજી જેમ છે, તેમનું તેમજ છે."

આ ક્ષણે મેં મારા પતિ તરફ જોયું. અને હું બોલી ઊઠી: ' તમે ?' કારણ આ તો સુધીર નહિ પણ જગદીશ હતો. હું ભૂલમાં બીજા માણસ સાથે પરણી ગઈ હતી. અરે રે ! તે એક ક્ષણમાં મારા મનમાં કેટકેટલા વિચારો ઉભરાઈ ને શમી ગયા, મારા હૃદયમાં કેવી કેવી લાગણીઓ ઉછળી ને બેસી ગઈ તેનું વર્ણન કરવાની મારી પાસે શક્તિ નથી, એટલું જ નહિ, પરન્તુ ભાષામાં તે વર્ણન માટે શબ્દ-ભંડોળ પણ નહિ જ હોય. મારી આસપાસનું વાતાવરણ હું સાવ ભૂલી ગઈ. ચોપડીમાં વાંચેલું, પણ કદી નહિ અનુભવેલું એવું મને થયું—મારાં ગાત્ર જાણે ગળી જવા લાગ્યાં, છાતી ઉપર જાણે મોટો પહાડ આવી ગયો. મારી આંખે અંધારાં આવી ગયાં, અને પછી મને લાગ્યું કે હું કોઈ ઊંડી ઊંડી ખીણમાં ગબડી પડતી હતી.

પછી હું જયારે ભાનમાં આવી, ત્યારે મેં આંખો ઉઘાડી. મારી

મા અતિશય ચિન્તાજનક ચહેરે મારી પાસે બેઠી હતી. સુલોચના પણ મારા પગ પાસે બેઠી હતી. મેં થોડીવાર પછી માને પૂછ્યું: "મા, હું કેટલા કલાકથી પડી રહી છું ?"

મા બોલી, "બેટા, તું દોઢ દિવસથી બેભાન પડી રહી છે."

મને એકદમ બધી વાત યાદ આવી. મેં માને કહ્યું, "મારે સુલોચના સાથે વાત કરવી છે."

માએ કહ્યું, "અત્યારે નહિ, બેટા, કાલે જરા તને વધારે આરામ થાય પછી વાત કરજે." ઝાઝી તકરાર ન કરતાં હું ઊંઘી ગઈ.

બીજે દિવસે મેં સુલોચનાને પૂછ્યું, "હું શાથી બેભાન થઈ ગઈ, તે કોઇને ખબર પડી છે ?"

સુલોચના બોલી: "હું ધારું છું સુધીરભાઈ સમજ્યા છે–અમને કોઈને સમજણ નથી પડી."

મેં સુલોચનાને મારું હૃદય ખોલીને બધી વાત કહી દીધી. મેં કહ્યું: "તે દિવસે આપણી નિશાળમાં મેળાવડો થયો, ત્યારે તારા ભાઈને હું સુધીર સમજી હતી. એની સાથે જ મારું લગ્ન થવાનું છે, અને થયું છે, એમ હું માનતી–છેક લગ્ન પછી તું મળવા આવી, ત્યારે મારા પતિનું મોઢું મેં જોયું અને મારી ભૂલ મને સમજાઈ. મારો પ્રેમ તો મેં તારા ભાઈને અર્પણ કર્યો છે. તારા ભાઈને પણ મારે વિષે અનુરાગ ઉત્પન્ન થયો છે, તેથી જ એ માંદા પડી ગયા છે–અને હું આખા ભવને માટે ખોટા માણસ સાથે બંધાઈ ગઈ છું."

મારી વાતનો અન્ત સાંભળતાં સાંભળતાં સુલોચનાની આંખમાંથી પાણી વહેવા લાગ્યાં.આંસુ લૂછી નાંખી તે બોલી, "બહેન, સુધીરભાઈએ તારું હૃદયવાંચી લીધું લાગે છે. હવે તો એ જ તારા સર્વસ્વ છે–તું તારું મન ગમે તેમ કરીને મનાવી લે." એટલી વાત થઈ ત્યાં મારા પતિએ ઓરડામાં પ્રવેશ કર્યો. સુલોચનાનો પાલવ મેં તરત પકડી લીધો, કારણ કે પતિ સાથે એકાન્તમાં વાત કરવાની મારી હિંમત નહોતી. સુલોચનાએ મારે માથે હાથ ફેરવી ધીમેથી મારા કાનમાં કહ્યું, "જે

હોય તેનો પહેલે જ દિવસે સ્ફોટ કરી દેજે. ગેરસમજૂતી જેવું મુશ્કેલ જગતમાં બીજું કશું જ નથી.'' આટલું બોલી, મારા હાથમાંથી પોતાની સાડી છોડાવી તે ચાલી ગઈ. મારા પતિ તેની ખાલી ખુરસી ઉપર બેઠા.

તેમનું હમેશનું ગંભીર વદન આજ વધારે ગંભીર હતું—અને તે ખૂબ જ ઉદાસ દેખાતા હતા. કશી પણ પ્રસ્તાવના વગર તેમણે કહ્યું, "તેં આવી ભૂલ કેવી રીતે કરી ? જો હું જાણતો હોત કે તું જગદીશને ચાહે છે, તો હું કદી તારું પાણિગ્રહણ ના કરત." હું કશું બોલી જ ન શકી. ફરી તે બોલ્યા, "હવે શું કરીશુ ?"

મેં કહ્યું "હવે કશું ફોક થવાનું નથી. નસીબસંજોગે જે બન્યું છે, તે માથે ચઢાવી લઈશ.' એમ બોલી મેં મારા સ્વામીના પગ ઉપર માથું મૂકી તેમને પ્રણામ કર્યા.'' એકદમ તે હસી પડયા, અને બોલ્યા—"અરે, આ તે કાંઈ નાટકનો છેલ્લો અંક છે ?' ખરેખર તે હસ્યા ત્યારે મને જાણે નિશ્ચિન્તતા થઈ. છાતી ઉપરથી જાણે ભાર ઉપડી જતો લાગ્યો, એમનો હાથ મારા હાથમાં લઈ મેં કહ્યું: "ના, આ તો નાટકનો પહેલો અંક છે.''

હું ધારતી નથી કે સુલોચનાના ભાઈ સાથે મને સુધીર કરતાં વધારે સુખ મળ્યું હોત. મારા પતિએ મારી ગેર સમજૂતીથી થએલી ભૂલ પોતાને શીરે લઈ લીધી, અને જીવનપર્યન્ત મને મારી ભૂલનો પસ્તાવો ન થાય એવું વર્તન રાખ્યું છે. મારી પ્રતિમાને મેં પેટીને તળીએથી ડાંગરની ક્યારી જેવા રંગની ફૂલવેલની ભાતવાળી સાડી કાઢી આપી. મને એ જૂના દિવસોની સ્મૃતિ હૈયે ચડી આવી. પણ મારું મન નદીના પાણી જેવું નિર્મળું જ રહ્યું છે, કદાચ હું હિન્દુ સ્ત્રી છું, તેથી જ પણ હોય. પણ આજે મારા સુધીર જ મારા સર્વસ્વ છે. માત્ર એટલું જ લાગે છે કે પહેલી નજરે હું તેમની જ સાથે પ્રેમમાં પડી હોત તો પાછલા અંકો જેવો જ, પહેલો અંક પણ એક પણ દુઃખદ પ્રસંગ વગરનો આલેખાયો હોત.

પણ મારી પ્રતિમા કહે છે કે તેમ થયું હોત તો આ વાર્તા તેને વાંચવા ન મળી હોત.

# મૈત્રી

તે દિવસે કોઈ કહેતું હતું કે જીવ વગરની વસ્તુઓને હૃદય ન હોય, તેવી વસ્તુઓ હાલીચાલી ન શકે, રડી ન શકે, હસી ન શકે, કોઈ સાથે દોસ્તી પણ ન બાંધી શકે.

અમે બે તો જીવજાન મિત્રો છીએ. વાતોમાં આવે છે તેમ નહિ, પણ ખરેખર જ અમારાં બે શરીર વચ્ચે એક જ હૃદય છે. અમારી દોસ્તી એટલી જૂના વખતની છે કે ક્યારે અમે એકબીજાને પહેલવહેલાં મળ્યાં, તે પણ અમે ભૂલી ગયાં છીએ. કોઈ ત્રીજા માણસની સમક્ષ અમે એકબીજા છૂટથી મળી શકતાં નથી, અમને શરમ આવે છે. એકાન્તમાં તો ઘણીએ વાર કલાકોના કલાક અમે એકબીજાની સામે બેસી રહીએ છીએ. એની આંખો તરફ જોવાની તો ખૂબ મઝા પડે, કેમકે ત્યાં મારા પોતાના જ ભાવોનું આબાદ પ્રતિબિમ્બ હું જોઈ શકું છું. અમારું હૃદય જ એક છે, એટલે અમારી વચ્ચે ગેરસમજૂતી તો કદી ઉત્પન્ન થતી જ નથી.

પણ અમે કાંઈ 'સેન્ટીમેન્ટલ' મિત્રો નથી. અમારી મૈત્રી વિષે તો અમે કદી વાત કરતાં જ નથી. બીજા લોકોની મશ્કરી કરવાની કુટેવ અમને બન્નેને છે; મારા કરતાં એને વધારે છે. બીજા લોકો બોલે છે, ત્યારે કેવા દેખાય છે, હસે છે ત્યારે કેવા દેખાય છે, વગેરે અભિનય સહિત દેખાડવામાં એ બહુ જ નિપુણ છે. આવી આવી

વાતો કરીને અમે એકલાં એકલાં ખૂબ હસીએ છીએ. વળી અમે એકબીજાની મશ્કરી પણ હદપાર કરીએ છીએ, પણ જે બીજાની મશ્કરી કરે, તેને પોતાની મશ્કરી સાંભળીને થોડું જ ખોટું લાગે છે? એ મારી ગમે તેવી અંગત મશ્કરી કરે, તો પણ હું તો એના મોં તરફ જોઈને એટલું હસું છું કે ત્રીજું માણસ તે જુએ તો મને ગાંડી જ ગણી કાઢે!

વળી કોઈ દિવસ અમે રીસાઇએ પણ ખરાં. તો પછી દિવસોના દિવસો સુધી અમારે અબોલા રહે, એટલું જ નહિ, પણ એક બીજાનાં મોં પણ અમે ન જોઇએ. વળી પાછી દોસ્તી થઇ જાય, અને અમે મૈત્રીમાં એવાં તો લીન થઇ જઇએ, કે જાણે રીસાયાં જ નહોતાં!

અમારી આ મિત્રાચારીને લોકો ગમે તેવાં નામ આપે છે. કોઈ તેને ગાંડપણ કહે છે, અને કોઈ મિથ્યાભિમાન કહે છે, પણ હું જાણું છું કે અમારી મૈત્રી નિષ્કલંક છે; અને તે મિત્ર પણ એ વાત જાણે છે, પછી આખા જગતની અમને શી પરવા?

પણ એ મિત્રનું નામ કહેવાનું તો રહી જ ગયું. એ મિત્ર, તે આરસીમાં જણાતું મારું પોતાનું પ્રતિબિમ્બ!

# નારીહૃદય

ત્રીજા વર્ગનો ડબ્બો સ્ત્રીઓથી ભરચક હતો. ગુજરાતી પુરુષોમાં એવો રિવાજ છે કે મુસાફરી કરતી વખતે પોતાનું બિછાનું પોતાની પાસે રાખી, બાકીનાં બધાં ગાંસડાંપોટલાં તથા છોકરાંઓની પલટન સ્ત્રીને સોંપવી. તેથી તે રિવાજ મુજબ અમારા ડબ્બામાં સામાનનો મોટો ગંજ હતો. છોકરાંઓનું પણ મોટું ટોળું હતું; અને સ્ત્રીઓનો ડબ્બો, એટલે સ્ત્રીઓ તો તેમાં હોયજને? તમે ત્રીજા વર્ગનાં બૈરાંના ડબ્બામાં મુસાફરી કરી હોય તો જ તમને ત્યાંના વાતાવરણનો ખ્યાલ આવે.

એક ભરાઉ શરીરની સ્ત્રી, પોતાનાં પિયરીઆં કેવાં પૈસાદાર છે, ભાઈઓ કેટલા માયાળુ છે, તેની ગાથા ઉકેલતી હતી. બીજી સ્ત્રીના પતિને રંગુનમાં નોકરી હતી. તે રંગુનની વાતોથી શ્રોતાવર્ગને ચકિત કરતી હતી. એક મેલાં કપડાંવાળી બાવી જેવી બાઈ દરેક સ્ટેશને પાયખાનામાં પેસી જતી, કારણ કે તેની પાસે ટિકિટ નહોતી. એક બાજુ ખૂણામાં એક આંધળાં ડોસીમા બેઠાં હતાં. વૈધવ્ય, દુઃખ, પરાધીનતા, ગરીબાઈ બધું જ તેમના વદન ઉપર ચોખ્ખું આલેખાયલું હતું. આ ડોસી કોઈ સાથે કશું બોલતાં નહોતાં. આંધળી આંખો બંધ કરી ઉદાસ ચહેરે તે બેસી રહ્યાં હતાં. તેમની સામેની બેઠક ઉપર એક દસ્સાદાર સ્ત્રી બેઠેલી હતી. આ સ્ત્રીના પહેરવેશ, બોલવા

ચાલવાની ઢબછબ વગેરે ઉપરથી તે તરત પરખાઇ આવતી હતી. તે વેશ્યા હતી. પાસેના ડબ્બામાંથી એના મિત્રો વારંવાર મળવા આવી જતા, અને દરેક સ્ટેશને તેને ચા, પાનસોપારી વગેરે આપી જતા. સૌ ઉપર મહેરબાની કરતી હોય, તેમ તે બધું સ્વીકારતી.

એક છ છોકરાંની મા, આખો વખત પોતાની છએ સુવાવડોમાં વીતેલાં દુઃખ, કષ્ટ તથા મુશ્કેલીઓનું બ્યાન અતિશય રસથી કરતી હતી. ત્રીજા વર્ગના ડબ્બામાં રાત આખી બેઠાં બેઠાં જ ગાળવી પડે છે, એટલે કોઈ લાંબી લાંબી વાતો ન કરે તો વખત પસાર પણ કેમ થાય? રાત પૂરી થતા થતામાં આખો ડબ્બો જાણે એક કુટુંબ-રૂપ બની ગયો. અલગ રહ્યાં માત્ર પેલી વેશ્યા તથા પેલાં ડોસીમા.

ડોસીમા જાણે મૌનવ્રત લઈને જ બેઠેલાં લાગતાં હતાં, તેથી તેમને કોઈ વાતમાં નાંખી શક્યું નહોતું. અને અલબત્ત વેશ્યા સાથે વાતે વળગવાની તો કોઈએ કલ્પના જ નહોતી કરી. એ તે કાંઈ સ્ત્રી કહેવાય? અરે, એ તે કાંઈ માણસ પણ કહેવાય? એ તો દેહ વેચી પેટ ભરતી રામજણી હતી. એનો પહેરવેશ, એની ટાપટીપ, એનો સરસામાન વગેરે બધાં અતિ કુતૂહલથી નિહાળી રહ્યાં હતાં, પણ તે પણ સ્ત્રી છે, તેને પણ હૈયે સુખદુઃખની વાતોનો ભંડાર ભરેલો હશે, એવો ખ્યાલ કોઇને થયો નહોતો.

એમ કરતાં કરતાં રાત વીતી ગઈ અને અજવાળું શરૂ થયું. જોતજોતામાં બધી સ્ત્રીઓ પોટલાં બાંધી તૈયાર થવા લાગી. છોકરાંને ઢંઢોળી ઉઠાડવા મંડી. પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓ સવારે અમદાવાદ આવે, ત્યારે નિરાંતે ઊતરે છે, પણ ત્રીજા વર્ગમાં એક કલાક અગાઉથી ઊતરવાની તૈયારીઓ થઈ જાય છે. મહી નદીના પુલ ઉપરથી આગગાડી ચાલવા લાગી. એકાએક પેલાં અંધ ડોસીમા બોલી ઊઠયાં: "એ શું આવ્યું?"

કોઈએ જવાબ દીધો, "મા, એ મહીસાગર આવ્યો છે."

આટલું સાંભળતાં જ ડોસીમાની અંધ આંખોમાંથી ખળખળ ખળખળ કરતું પાણી વહેવા લાગ્યું. એક આંખમાંથી શ્રાવણ અને બીજીમાંથી ભાદરવો! બધો જ સ્ત્રીવર્ગ આશ્ચર્યચકિત બની આ દેખાવ જોઇ રહ્યો. થોડીવાર તો કશું પૂછવાની પણ કોઇની હિંમત ન ચાલી. આખરે પેલી છ છોકરાંની માએ પૂછ્યું, "શું થયું મા, તમે કેમ રડો છો?"

ડોશીમા રડતે સ્વરે તૂટતે અવાજે બોલ્યાં: "બહેન! મારી જિંદગીની થાપણ અહીં મહીસાગરને કિનારે જળીને રાખ થઇ ગઇ છે, અને બાઇ! ત્યારથી મારું જીવન પણ સમુંદરના પાણી જેવું ખારું બની ગયું છે." આખી રાતના મૌન પછી ડોસીમાની જીભ અત્યારે છૂટી થઈ હતી. તેમણે પોતાની વીતકકથા સંભળાવી. તેમને પિયરમાં એક ઓરમાન ભાઈ સિવાય કોઈ સગું નહોતું. સાસરામાં નજીકનું સગું કોઈ જ નહિ. પતિને જીવતે, તેમણે ખૂબ સુખ ભોગવેલું. તેમના કહેવા ઉપરથી તેમના પતિ બહુ દયાળુ, માયાળુ અને ભલા હશે, એમ લાગ્યું. બાઇને કાંઈ સંતાન થએલું જ નહિ. એક રાતે અચાનક પતિ ગુજરી જતાં, બાઈ જગતમાં સાવ નિરાધાર બની ગઈ. પતિના પૈસા–ઘર વગેરે દૂરનાં પિતરાઈ઼ઓ ખેંચી ગયાં. ઓરમાન ભાઇની શી વાત કરવી? આ જમાનામાં સગા ભાઈની લાગણી જ ઘણી વાર ઉપર ઉપરની હોય છે, તો પછી ઓરમાન ભાઈ લાગણી ક્યાંથી બતાવે?

બાઈ બિચારી ઓશિયાળો રોટલો ખાતી હતી. છેવટે બાર વરસ ભાઇને ઘેર રહ્યા પછી, હવે ભાભીએ કાઢી મૂકી હતી. "અમદાવાદની ટિકિટ કઢાવી આપી છે, તેથી ત્યાં જાઉં છું, પણ ત્યાં મારું કોઈ નથી. વાસદ ગામમાં તે રાતે મારું સર્વસ્વ આ મહીસાગરને કાંઠે બળીને ભસ્મ થયું છે, બાઈ! મારે અભાગણીને આંખો પણ નથી. મોટા શહેરમાં હું અજાણી ક્યાં અથડાઇશ ને ક્યાં કૂટાઇશ? પ્રભુ! રોજ રોજ માગું છું પણ તું મને કેમ મોત નથી આપતો?"

ડોસીમાની વાત સાંભળી બધાંને દયા આવી. પણ સૌથી વધારે લાગણી થઇ પેલી વેશ્યાને. તેની સુરમો આંજેલી આંખો આંસુથી છલકાઇ ગઈ, અને તેના પાઉડર છાંટેલા ગાલ ઉપર આંસુની નીકો વહેવા લાગી. તેણે ડોસીમાને ખભે પોતાનો હાથ મૂકી કહ્યું, " મા, તમે શા સારુ ગભરાવ છો. જેનું કોઈ નથી તેનો ઇશ્વર તો છેજ ને? તમે અમદાવાદમાં મારી સાથે રહેજો. મને તમારી છોકરી જ સમજજો. મારે ઘરબાર પૈસોટકો પુષ્કળ છે. મારી મા નાનપણમાં જ ગુજરી ગઈ હતી, અને તેથી હું પણ ખૂબ દુઃખ ખમી ખમીને મોટી થઈ છું; પણ આખરે ભગવાને મને મારી મા પાછી આપી છે." બધી સ્ત્રીઓ નવાઇથી અવાક્ બની ગઈ.

ડોસીમાએ વેશ્યાને માથે હાથ મૂકી કહ્યું, " દીકરી, હું તને ભારે નહિ પડું—તારાં ધણીછોકરાં કોઇને કનડું એવી નથી. એક ખૂણામાં પડી રહીશ—તેં મારી આંતરડી ઠારી છે, તેવી પ્રભુ તારી ઠારશે." એટલામાં અમદાવાદ આવ્યું. સૌ પોતપોતાનાં બચ્ચાંછોકરાં, સરસામાન વગેરેની ધમાલમાં પડ્યાં.

વેશ્યાએ સૌથી છેલ્લાં અતિશય વિનય તથા કાળજીથી ડોસીમાને હાથ ઝાલી ઉતાર્યાં અને તેમને સાચવીને સાથે લઇને તે પણ પોતાના ઘર તરફ ફરી.

# પ્રથમ ચુમ્બન

એક દિવસ એક કલાકારના ઘરમાં એકાએક બે દેવદૂતોએ પ્રવેશ કર્યો, અને પોતાની કથની કહીઃ "સોળ સોળ વર્ષથી અમે તમારી પૃથ્વી ઉપર આવ્યા છીએ, પણ જે ખોળીએ છીએ તે મળતું નથી.

કલાકારે પૂછ્યું, "શું શોધો છે ?"

દૂતોએ જવાબ દીધો, "સોળ વર્ષ ઉપર અમે આકાશના બે સુંદર ચળકતા તારાના દડા બનાવી, ધૂમકેતુની પૂછડીથી ફટકા મારી રમત રમતા હતા, ત્યાં નીલ આકાશમાંથી તારા ગબડી પડયા."

કલાકારે પૂછ્યું, "ક્યાં ગબડી પડયા ?"

દૂતો બોલ્યાઃ "ક્ષિતિજ ઉપરથી ગબડી પૃથ્વી ઉપર પડયા. જ્યારે દેવોના દેવને ખબર પડી કે બે તારા પડી ગયા છે, ત્યારે તેમણે અમને હુકમ કર્યો કે જાઓ, પૃથ્વી ઉપર ખોવાયલા તારા લઈને જ પાછા આવજો. આ જ સોળ સોળ વર્ષથી આ પૃથ્વી ઉપર ફરીએ છીએ પણ હજી અમારા તારા જડયા નથી."

કલાકારને દૂતોની દયા તો આવી પણ તે બોલ્યો, "પણ તેમાં હું શું કરી શકું ?"

દૂતો બોલ્યા, "અમને ખબર મળી છે કે તારી પ્રિયતમાની

આંખો તે જ અમારા તારા છે. એ તારા તું અમને અપાવ."

કલાકાર વિચારમાં પડી ગયો. પોતાની પ્રિયતમાની આંખો કેમ અપાય ? છતાં તેણે તેને બોલાવી. કલાકારે તેને દૂતોની વાત સંભળાવી. વાત પૂરી થતાં જ તે દૂતો તરફ ફરી. હસતાં હસતાં તેણે દૂતો તરફ પોતાનાં અનુપમ નયનો ઊંચાં કરી કહ્યું, "જોઇ લો, આ તમારા તારા છે ? હોય તો ખુશીથી લઈ જાવ."

પ્રથમ, મુગ્ધાની આંખો તરફ જોઈ, પછી દૂતો એકબીજા તરફ જોવા લાગ્યા; પછી બન્નેએ કલાકાર તરફ ફરીને કહ્યું, "અમારા તારા અતિશય સુંદર અને તેજસ્વી હતા, પણ તારી પ્રિયતમાની આંખ જેટલા મનોહર અને ચળકાટ મારતા તે નહોતા. આ અમારા તારા નથી." આટલું બોલી ધીરે પગલે, નિરાશ બની દૂતો ચાલ્યા ગયા.

તેમના ગયા પછી કલાકારની પ્રિયતમા કલાકાર તરફ ફરી ખડખડાટ હસીને બોલી, "દેવના દૂતોને મેં કેવા છેતર્યા ?" કલાકારને કાંઈ સમજ ન પડી. પ્રિયતમાએ સમજણ પાડી, "જ્યારે દૂતોને મેં મારી આંખો દેખાડી ત્યારે, તેં મને પ્રેમનું પ્રથમ ચુમ્બન કર્યું હતું, તે પ્રસંગ મેં મનમાં યાદ કર્યો હતો. તેના સ્મરણમાત્રથી મારી આંખો એટલી સુંદર અને તેજસ્વી બની ગઈ કે દેવદૂતો પોતે જ પોતાના તારા ન ઓળખી શક્યા !"

# મોઘું માતૃત્વ

દરેક વાતમાં હોય છે તેમ આ રાજારાણી પણ દરેક રીતે સુખી હતાં, પણ તેમને એકે સંતાન નહોતું, એ એક મોટું દુઃખ હતું. રાણી બિચારી અનેક વ્રત કરે પણ તેની આશા ફળીભૂત થાય જ નહિ !

એકવાર રાજદરબારમાં એક ચિતારો આવ્યો. તેની પાસે એક બહુ જ વિચિત્ર ચિત્ર હતું. તે આખું ચિત્ર એક મોટા કાચ ઉપર જ ચીતરેલું હતું. ચિત્રમાં સૌન્દર્ય જેવું તો કાંઈ હતું જ નહિ. એક ઠીંગણા વેંતીઆનું તે ચિત્ર હતું. વેંતીઓ એટલો કદરૂપો હતો કે તેને જોઈને પણ કંપારી છૂટે. વેંતીઆની ધોળી-પીળાશ પડતી દાઢી, તે છેક તેનાં ધુંટણ સુધી પહોંચે, તેના કાન એટલા લાંબા કે તેના ખભાને અડકે, અને ગળું એટલું ટૂંકું કે દેખાય જ નહિ ! એના વાળનો રંગ નહિ કાળો, નહિ લાલ કે નહિ ભૂખરો-પણ છીંકણી રંગનો-ઊંદરના શરીર ઉપરના વાળને ઘણે અંશે મળતો આવે એવો. આજ રીતે વેંતીઆની આંખો, નાક, બધું જ કદરૂપું !

રાણીને એ ચિત્ર જોઈ ખૂબ હસવું આવ્યું. તે એટલું બધું હસી કે તેની આંખોમાંથી પાણી નીકળ્યાં, અને તેનું મોં લાલચોળ થઈ ગયું. આખો દરબાર આ વામનજીનું ચિત્ર જોઈ હસવા લાગ્યો. અને રાણીનું હસવું તો કેમે કરતાં શમે જ નહિ ! રાણીનું હસતું મુખ રાજાને બહુ વહાલું લાગતું, તેથી તેણે એ વામનજીનું ચિત્ર

મોંઘે દામે પણ ખરીદી લીધું અને રાણીના ઓરડામાં મૂકાવ્યું.

રાતના બાર વાગ્યા, અને રાણી ભરઊંઘમાંથી જાગી ઊઠી. તેના પલંગ પાસે ચિત્રમાંના વામનજી ઊભા હતા ! વામનજીની એક આંખમાં ક્રોધ ભરેલો અને બીજી આંખ હાસ્ય ! રાણીના તો હોશ કોશ જ ઊડી ગયા. વામનજી બોલ્યા, "રાણી સાહેબ, ગઈ કાલે ભર્યા દરબારમાં મારું કુરૂપ જોઈ તમે મશ્કરી કરી છે તેના બદલામાં હું તમારા ઉપર ઉપકાર કરવા આવ્યો છું. અપકારને બદલે ઉપકાર ! આજથી બરાબર એક વરસ પછી તમને એક છોકરી થશે." રાણી તો હર્ષથી ઘેલી જ બની ગઈ. તેને થયું કે કદાચ આ સ્વપ્ન તો નહિ હોય ! એટલે તેણે વેંતીઆને કહ્યું, "આ બધું સ્વપ્ન નથી તેવી ખાતરી મારા મનમાં રહે માટે કાંઈ નિશાની આપ."

વેંતીઓ બોલ્યો, "કાલે સવારે ઊઠી મારી છબી જોજે, એટલે તારી ખાતરી થઈ જશે; પણ મારી મૂળ વાત હજી અધૂરી છે. તું એવું વચન આપે છે કે આજથી તે તારી છોકરી સોળ વર્ષની થાય ત્યાં સુધીમાં તારે કદી પણ ઊંઘતાં કે જાગતાં—ભૂલમાં કે જાણીને હસવાનું નહિ. સ્મિત પણ નહિ કરવાનું ?"

આવી અટપટી સરત સાંભળી રાણી જરા ગુંચવાઈ તો ખરી, પણ એ સરત પાળવી કેટલી કઠણ પડશે, તેને તેને બરોબર ખ્યાલ ન આવી શક્યો, અને તેથી સોળ વર્ષ સુધી ન હસવાનું વેંતીઆને વચન આપ્યું. બીજું એક વચન વેંતીઆએ લીધું કે આ સર્વ વાત રાણીએ કોઇને પણ કહેવી નહિ.

સવારે રાણી ઊઠી અને તરત એને ગઈ રાતનો પ્રસંગ સાંભર્યો. તે પેલી છબી જોવા ગઈ. વેંતીઆની તો એક આંખમાં ક્રોધ, બીજી આંખ હસે, અને વામનજી ડોકું હલાવીને જાણે કશાની હા પાડતા હતા ! રાણી તો બીકની મારી નાઠી ! પછી તે રાજાને ઉઠાડવા ગઈ. રાણીના મુખ ઉપર ફરકતું સ્મિત જોયા વગર રાજા કદી પથારી છોડતો નહિ.

નિત્યનિયમ મુજબ આજે પણ રાણી રાજાની પાસે ગઈ તો ખરી, પણ આજે હસાય કેમ ? રાણી તો રાજાના પગ ઉપર માથું મૂકીને રડી પડી. રાજાના આશ્ચર્યનો તો પાર ના રહ્યો. રાણીએ તો વામનજીની વાત બધાંથી છુપાવી. રાણી તો કદી હસે જ નહિ. અને કદાચ ભૂલમાં હસી ન જવાય માટે બિચારી આખો દિવસ રડયા જ કરે !

રાજાએ તો દેશપરદેશથી વૈદહકીમોને તેડાવ્યા, પણ રાણીનો રોગ કોણ પારખે ? ગામ પરગામથી મશ્કરાઓ તેડાવ્યા, હાસ્યરસથી ભરપુર પુસ્તકો મંગાવ્યાં, પણ રાણીનો રોગ શેનો મટે ? રાણી તો હોઠ પીસીને બેસી જ રહે અને બહુ થાય તો રડવા માંડે. આમ ને આમ–બાર મહિના વહી ગયા, અને વામનજીના વચન મુજબ રાજાને ઘેર તો કુંવરી અવતરી, અને આખા રાજ્યમાં લોકોનો શું હરખ ! શું આનન્દ ! શું ઉત્સવ ! બધાં જ નવી રાજકુમારીને જોઈ આનન્દ પામે. કુંવરી બહુ જ રૂપાળી હતી. એકલી રાણી જ બિચારી ગંભીર ચહેરો રાખી બેસી રહે. હાસ્યની એક રેખા માત્ર પણ તેના ચહેરા ઉપર જણાય નહિ. જયારે તે વામનજીના ચિત્ર સામે જોતી ત્યારે હમેશ વામનજીની એક આંખમાં ક્રોધ, બીજીમાં હાસ્ય; અને વામનજી ડોકું હલાવીને કશાની 'હા' પાડે. રાણીને લાગ્યું કે આમ તો ગાંડા જ થઈ જવાશે, પણ તે ચિત્ર ખસેડવાની તેની હિંમત ના ચાલે. તેને પ્રતાપે તો રાજકુંવરીનો જન્મ થયો હતો !

એક દિવસ સંધ્યાકાળે રાજકુંવરીને ખોળામાં લઈ, રાણી અગાસીમાં બેઠી હતી. રાજકુંવરી હજી કોઈના સામું જોઈ હસતાં શીખી નહોતી. પણ તે દિવસે અચાનક તે રાણીના સામું જોઈ હસી પડી–અને રાણી પણ પોતાનું વચન ભૂલી સામી હસી !... સ્વચ્છ આકાશમાં એકદમ કડાકો થયો ! વાંદળાં ચડી આવ્યાં, વીજળી ચમકવા મંડી, અને ધોધમાર વરસાદ વરસવા લાગ્યો. રાણી તો ભયથી વ્યાકૂળ બની 'ત્રાહિ' 'ત્રાહિ' પોકારવા મંડી. પોતાના

ઓરડામાં જઈ, બારણાં બંધ કરી વામનજીના ચિત્રને પગે પડી તે બોલી, 'મારો પહેલો અપરાધ ક્ષમા કરો!' વામનજી બોલ્યા: "આમ અત્યારથી જ તું ભૂલ કરવા માંડીશ તો સોળ વર્ષ કેમ જશે? માટે હવે હું બીજી સરત કરું છું. તારે સદાએ હસતાં જ રહેવું. તું ગંભીર ચહેરો કરીશ અથવા રડીશ તો તારી કુંવરી મારા જેવી કદરૂપી બની જશે.' રાણીને લાગ્યું કે આ શરત તો પેલી કરતાં સરળ છે. એટલે તેણે તે પાળવાનું વચન આપ્યું.

રાણીએ બારણાં ઉઘાડી નાખ્યાં અને તે હસતી હસતી રાજા પાસે ગઈ. તે વખતે વરસાદ અટકી ગયો હતો, અને સૂર્ય ફરીથી પ્રકાશમાન થયો હતો. રાણીને હસતી જોઈ રાજાને અપાર આનંદ થયો, અને તેણે રાણીને પૂછ્યું, "રાણી! તમારો શોક ક્યાં ગયો, અને આ હાસ્ય ક્યાંથી આવ્યું?"

રાણી હસતી હસતી બોલી, "કાળાં વાદળાં સાથે મારો શોક ચાલી ગયો છે, અને વીજળીના ચમકારામાંથી મારું હાસ્ય પાછું આવ્યું છે."

પછી થોડો વખત સુખમાં પસાર થયો. પણ એક દિવસ રાણી માંદી પડી; તેના માથામાં કાંઈ સખત દુઃખાવો ઊપડ્યો પણ રડાય કેમ? અરે, દુઃખની એક રેખા માત્ર પણ મોઢા ઉપર કેમ દેખાવા દેવાય? રાજકુંવરી કરતાં રાણીને મન કશું વધારે વહાલું નહોતું; તેથી તેણે હસતાં હસતાં હિંમતથી બધું દુઃખ વેઠી લીધું, પછી વળી રાજા માંદો પડ્યો. રાણી બિચારી હસતે મોંએ રાજાની ચાકરી કરે. નગરજનો કહે કે "રાણીને હૃદય જ નથી, રાજા મરવા પડ્યો છે, અને એ તો હસ્યા જ કરે છે!"

આખરે રાજાની છેલ્લી ઘડી આવી પહોંચી. રાજાએ રાણીને પાસે બોલાવી કહ્યું, "રાણી! હું તો હવે જાઉં છું, આખી જિંદગી હું તમારું હસતું મોં જોવા ઇચ્છતો–આજે મરતી વખતે એકવાર

મારે ખાતર શોકથી છવાઈ ગએલું તમારું મુખ, અને આંસુથી ભરેલી તમારી આંખો, જોવા માગું છું." બિચારી રાણીથી હવે કેમ રહેવાય ? એકદમ તે રડવા મંડી. થોડી જ વારમાં રાજાના પ્રાણ ચાલ્યા ગયા. રાણીના શોક, વિલાપ અને આંસુનું વર્ણન કોણ કરી શકે ?

તે રાત્રે વળી પાછો પેલો વામનજી આવ્યો, અને બોલ્યો, "રાણી, તું રડી છે, તેથી કાલે સવારે તારી કુંવરી મારા જેવી કદરૂપી બની જશે. અને હવે તો જો કોઈ પણ દિવસ તું ખરા અન્તઃકરણથી આનન્દ પામીને હસીશ, તો જ તારી કુંવરી પાછી સ્વરૂપવતી બનશે." રાણીને અત્યારે કશું ભાન જ નહોતું. એ તો એટલું જ જાણતી હતી કે રાજા મૃત્યુ પામ્યો હતો, અને પોતાના સુખનો સૂર્ય સદાને માટે અસ્ત પામ્યો હતો.

સવારે રાજમહેલમાં વળી શોક વ્યાપી રહ્યો ! રાજકુંવરીની સુંદર દેહાકૃતિ એકદમ કદરૂપી બની ગઈ હતી ! તેના કાળા, ચકળતા અને લીસ્સા વાળ અદૃશ્ય થઈ ગયા, અને તેની જગાએ ટૂંકા, ગુંચવાયલા, જાડા અને ઊંદરની ચામડી જેવા રંગના વાળ આવી ગયા. તેની સફેદ દૂધ જેવી ચામડી કથ્થાઈ રંગની બની ગઈ. ચમકેલી હરિણી જેવી તેની આંખો ઘુવડની આંખ જેવી થઈ ગઈ! રાજકુંવરી તો માની સોડમાં ભરાઈ, માની છાતીમાં મોં છુપાવી અહોરાત્ર રડી. આ બેવડા દુઃખથી રાણી બિચારી ગાંડા જેવી થઈ ગઈ. તેને લાગ્યું કે હવે પોતે કદી હસી શકશે જ નહિ.

ઘણાં વરસો વીતી ગયાં. રાજાના મૃત્યુનો ઘા રાણીના હૃદયમાં ઊંડો પડેલો હતો તો ખરો જ, પણ હવે તે જરા જરા રૂઝાવા આવ્યો હતો, પણ રાતદિવસ આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતી પોતાની લાડકી કુંવરીને જોઈ રાણી પણ સતત આંસુ સારતી. પરન્તુ એક રાત્રે રાજકુંવરી ઊંઘમાં લવી ઊઠી, "મા ! પેલા પરદેશી રાજકુમારે પોતાની તરવારથી વામનજીની છબી ફોડી નાંખી." હવે એવું બન્યું

કે રાણી પણ તેજ ઘડીએ સ્વપ્નું જોઈ રહી હતી કે પોતાની કુંવરી સુંદર બની ગઈ છે, અને કોઈ દૂર દેશથી પરદેશી રાજકુમાર તેને પરણવા આવ્યો છે. રાણીના આ સ્વપ્નામાં રાજકુંવરીની બૂમથી ભંગ પડયો. પરન્તુ પોતાનું સ્વપ્નું અને કુંવરીની વાણી બન્નેનો સુમેળ મળી ગએલો જોઇ રાણી એકદમ આનન્દમાં આવી અને હસી ઊઠી. રાણી આમ ખરા હૃદયથી હસી એટલે વામનજીની છબીનો કાચ ખરેખરો જ તૂટી ગયો ! આ જોઈ રાણી તાળી પાડીને હસવા લાગી. રાણીની દરેક તાળીએ કાચના વધારે ને વધારે ટુકડા થતા ગયા. રાણીના હાસ્યને રણકે રણકે વામનજીના ચુરેચુરા થતા ગયા.

સવારે રાજકુંવરીને પોતાના અસલ સ્વરૂપ કરતાં પણ વધારે સુંદર બનેલી જોઈ, ત્યારે રાણીને જે હર્ષ થયો તે કેમ વર્ણવી શકાય?

વામનજીના ચિત્રના કકડા એક સુખડની પેટીમાં ભરી, રાણીએ તેને રાજમહેલના બગીચામાં એક એકાન્ત ખૂણામાં દટાવી દીધા.... ત્યાં એક કાંટાનો છોડ ઊગ્યો.

તે પછી સ્વપ્નામાં જોએલો પરદેશી રાજકુમાર કેવી રીતે આવ્યો, અને સોળ વર્ષની સુંદર રાજકુમારી તેને કેવી રીતે વરી, તે આ કથાનો વિષય નથી.

માતૃત્વ કેટલું મોઘું છે?

# ક્ષણિકત્વ

હજી દિવસના અજવાળા કરતાં રાત્રિના અંધકારનું પ્રમાણ વધારે હતું. વળી શિયાળાના દિવસ, એટલે રસ્તા ઉપર કોઈની અવરજવર હતી નહિ.

આ નિર્જન શાન્ત રસ્તા ઉપરથી એક મુસલમાન ઉતાવળે પગલે, લગભગ દોડતો જતો હતો. તેનાં કપડાં ખૂબ મેલાં હતાં, પણ પગમાં જોડા તદ્દન નવા જણાતા હતા. તેના જમણા હાથમાં એલ્યુમીનીઅમનો ડબ્બો હતો. નીરવ રસ્તા ઉપર, નવા જોડાથી ચમ્ ચમ્ ચમ્ અવાજ કરતો તે ઝપાટામાં ચાલ્યો જતો હતો. ત્યાં પાછળ એક મોટર આવી. સર, સર, સર તે ડામરની સડક ઉપર સરકી આવતી હતી. ચલાવનારના હાથમાંથી તે જાણે છટકી જતી હતી. તે મોટરનો માલિક જાતે જ મોટર હાંકતો હતો. માલિક ખૂબ ઉતાવળમાં હોય એમ જણાતું હતું. તે ગઈ રાતે દસેક વાગે ઘેરથી નીકળ્યો હતો. મોડો તો તે ઘણીવાર પાછો ફરતો, પણ આજે તો છેક સવાર પડી ગઈ! હજી પણ તેની આંખો ઊંઘ તથા દારૂના ઘેનથી ઘેરાયલી હતી. મોટરના માર્ગમાં તેણે એક મુસલમાનને જોયો. ભૂંગળું વગાડવાનો પ્રયત્ન કર્યો; પણ તેના હાથમાં તાકાત જ નહોતી. તેની આંગળીઓ ભૂંગળાને અડકી, પણ તેને દબાવી ન શકી. મોટર છેક પાસે આવી, મુસલમાન સફાળો કૂદવા ગયો. ત્યાં છાણના પોદળા ઉપર પગ પડયો. નવા જોડા હતા, એટલે વળી વધારે લપસ્યો; મોટર

તેના શરીર ઉપરથી ફરી ગઈ; અને મુસલમાનનો જીવ લઈ પૂરપાટ નાઠી.

× ×

શુક્રવાર હતો, અને વળી મીલોમાં પણ કાંઈક તહેવારને લીધે રજા હતી. તેથી શેખુ સવારથી પોતાનાં છોકરાઓ સાથે રમતમાં મશગૂલ હતો. મારી વાર્તાના નાયક શેખુ વિષે પહેલાં હું થોડું કહી લઉં. એના જેવા નાયક માટે વાચકોની માફી માગી લઉં છું. શેખુ નહોતો ભણેલો કે નહોતો ખૂબસૂરત; નહોતો બહાદૂર કે નહોતો હોશીઆર. અથવા બીજે છેડે જઈએ તો પણ એનું જમે પાસું કોરું જ હતું. કારણ કે કોઈ કોઈ નવીન ઢબની વાર્તાના નાયક માફક દારૂડીઆ, રખડેલ, દેવાળીઆ કે ચોર હોવા જેટલી વિશિષ્ટતા પણ તેનામાં નહોતી. તે એક તદ્દન સાદો, મેલો મીલમજૂર હતો.

તેનો સંસાર પણ તરંગરહિત, શાન્ત અને સાદો હતો. તળાવનાં પાણી ઉપર જાણે તેની જીવન–નાવ તરતી હતી: ભરતીમાં ઉછળે પણ નહિ અને ઓટમાં ઘસડાય પણ નહિ. તેની સ્ત્રીનું નામ અજ્જુ. અજ્જુ વિષે પણ મારે–શરમ સાથે કબૂલ કરવું પડે છે કે —કશું અસાધારણ કહેવાનું નથી. તેનો હેવાલ પણ નિરાશાજનક છે; કારણ કે તે નથી સુંદર કે નથી વ્યભિચારી. એટલે અત્યારના જમાનાના વાચક તથા લેખકવર્ગને મન તે વાર્તાની નાયિકા તરીકે તો તદ્દન નકામી જ ગણાય.

અજ્જુના સ્વભાવની એક ખાસિયત એ હતી કે તે બહુ જ રીસાળ હતી. તેને વાતવાતમાં ઓછું આવી જતું. શેખુ આ રીસાળ પણ ભલી સ્ત્રી તથા ઈકરામ અને જમીલ નામના બે બેટાઓ સાથે રહેતો હતો. પડોશના બધા છોકરાઓ શેખુ ઉપર ઘણો પ્યાર રાખતા. શેખુ સ્વભાવે હજી નાના છોકરા જેવો જ હતો. જમીલ–ઈકરામને મનથી તે બાપ કરતાં દોસ્ત જેવો જ વધારે લાગતો.

હવે ફરીથી શરૂઆત ઉપર આવીએ. તે શુક્રવારે બપોરે શેખુના

મોટા છોકરા ઈકરામે કહ્યું, "બાબા, શુક્રવારની ગુજરીમાંથી મારે માટે એક ગુલાબી રંગનો રૂમાલ નહિ લાવો ?"

નાનો જમીલ બોલી ઊઠયો, "બાબા, મારે માટે રમવાની મોટર લાવજો—કેસરી રંગની."

શેખુ કાંઈ ખાસ ગરીબ નહોતો. (વાર્તાના નાયક તરીકેની એક વધુ નાલાયકાત.) મીલમાંથી તે મહિને દહાડે પાંત્રીસ રૂપીઆ લાવતો. તેમાં ઘરસંસાર સારી રીતે નભતો. જેટલું રળતો તેટલું ખરચતો: જો કે એટલા પગારમાંથી બચત તો શીજ થાય !

છોકરાઓએ માંગેલી ચીજો લાવી આપવાનું તેણે વચન આપ્યું. પછી તેણે અજ્જુને પૂછયું, "ઘર માટે કાંઈ લાવવાનું છે ?" અજ્જુએ હોઠ ચઢાવી જવાબ દીધો, "બસ જમીલ-ઈકરામને ઘર ! તમારા મનથી અમે તો જાણે મરી જ ગયાં છીએ. જુઓ પડોશમાં અમીનાબુને માટે હુસેનભાઈ......" વગેરે વગેરે.

મોડી સાંજે—રાત પડતાં શેખુ ગુજરીમાંથી ઘેર આવ્યો. ઈકરામ માટે બનાવટી રેશમનો ઘેરો ગુલાબી રૂમાલ, જમીલ માટે કેસરી મોટર, પોતાને માટે નવા જોડા તથા અજ્જુ માટે ચાંદીની બંગડીઓ તેણે આણી હતી. તેનો ઈરાદો દિવસ છતે ઘેર આવવાનો હતો, કે રજાના દિવસનો છેલ્લો ભાગ જરા છોકરાઓ સાથે રમી લેવાય. ખાસ કરીને જમીલની કેસરી મોટરને ચાવી આપી દોડાવી આખા ફળીઆના છોકરાઓને ચકિત કરી નાંખવાની તેને હોંશ હતી. ઘણીવાર બને છે તેમ છોકરાં કરતાં આ બાપ જ રમકડાંથી વધારે રમતો. પણ બન્યું એમ કે ગુજરીમાં બેચાર ભાઈબંધો મળી ગયા. બધા બિસ્મિલ્લા હોટેલમાં ચા પીવા ગયા. શેખુએ ઘેર જવાની મરજી દેખાડી, પણ બધાએ તેની મશ્કરી કરી: " શું અમારે ઘેર છોકરાં-છૈયાં અને બીબી નથી ? કેમ, તને જ તારા જમીલ-ઈકરામ બહુ વહાલા છે ?" છોકરાની ટોળીમાં શેખુને ફાવતું, પણ આ સમોવડી-

આઓમાં તે શરમાળ બની જતો. તે શરમનો માર્યો બધા સાથે બિસ્મિલ્લાહ હોટેલમાં ચા પીવા બેઠો.

તે ઘેર પહોંચ્યો ત્યારે છોકરાઓ સૂઈ ગયા હતા, તેથી શેખુ બહુ જ નિરાશ થયો. તેને ખબર હતી કે ઈકરામે સુતરાઉ રૂમાલની જ આશા રાખી હતી, તેથી આ રેશમી રૂમાલ જોઈ ઈકરામને થનાર ખુશાલી તેણે કલ્પી હતી. જમીલની મોટરને ચાવી આપી દોડાવવાની હતી. દોડતી મોટર જોઈ જમીલ કેવો તાળી પાડી કુદશે, એ સર્વે દૃશ્યો તે ઘર તરફ પગલાં ભરતાં કલ્પતો હતો. પણ છોકરાઓ તો ઊંઘી ગયા હતા, એટલે બજારની ખરીદીવાળી આખી પોટકી જ તેણે ખીંટી ઉપર ભરવી દીધી. અજ્જુની બંગડી લાવેલો તે તેને યાદ જ ન આવ્યું.

આ તરફ અજ્જુબીબી સમજી કે, મારે માટે કશું નથી લાવ્યા, તેથી તે રીસાઈ ગઇ. તે માની સ્વભાવની હતી. તેથી તેણે શેખુમિયાંને કશું પૂછ્યું પણ નહિ. માત્ર અમીનાબુને ઘેરથી મરચાંનું અથાણું આવ્યું હતું તે તેણે મિયાંની થાળીમાં ન પીરસી, પોતાની રીસ સંતોષી.

શેખુ ખાઇને સૂઈ ગયો. સવારે સ્વપ્નામાંથી તે એકદમ બેઠો થઈ ગયો. આજે તેને ઊઠવાનું જરા મોડું થઇ ગયું હતું. અજ્જુએ વહેલાં ઊઠી રોટલો ઘડી રાખ્યો હતો, અને ડુંગળીનું શાક વઘારી દીધું હતી, પણ તેની રીસ પૂરી ઊતરી નહોતી.

એટલે તેણે ડબ્બામાં ખાવાનું ન ભર્યું. શેખુએ એલ્યુમીનીઅમના ડબ્બામાં રોટલો તથા શાક ઝડપથી ગોઠવી દીધાં, અને નવા જોડા પહેરી તે મીલ તરફ દોડયો. બે ડગલાં ગયા પછી તેને સાંભર્યું, અને પાછો ફર્યો ને બૂમ પાડી: ‘ અરે ઈકરામની મા ! છોકરાઓ ઊઠે એટલે પેલી પોટલી છોડજો... ” અને તે ચાલ્યો ગયો.

શનિવાર, એટલે છોકરાઓ પણ વહેલા જ ઊઠયા; અને શો તેમનો હરખ ! ઈકરામે નવો રૂમાલ નિશાળે લઈ જવાનું નક્કી કર્યું,

અને જમીલે ઘેર રહી મોટરથી રમવાની ઇચ્છા દર્શાવી, પણ સૌથી વધારે હર્ષ તો અન્જુને હૈયે હતો, કારણકે તેની ભેટ અણધારી હતી. બંગડીઓ હાથ ઉપર ચઢાવી, પોતાના હાથ તરફ જોતી તે બોલી, " અરે, બિચારા કેટલા ભલા છે ? મેં અમસ્તાં રીસામણાં લીધાં. બિચારા હાથે ભાથું બાંધીને ગયા—અને મરચાંનું અથાણું રોટલા ભેગું મૂકવું પણ હું ભૂલી ગઈ ! "

અન્જુ જેવી રીસાળ તેવીજ માયાળુ પણ હતી. તે જાણતી હતી કે ગરમ પાણીથી સાંજે ઘેર આવી નાહવું એ શેખુને મનથી મોટામાં મોટો આનન્દ હતો. તેથી આજે ઘણે દિવસે તેણે ગરમ પાણી તૈયાર કર્યું. રસોઈ બનાવી, મરચાંનું અથાણું મિયાંની થાળી પાસે મૂક્યું, અને તે બારણે આવી ઊભી. ઇકરામ ગળા ઉપર ગુલાબી રૂમાલ બાંધી ફળીઆમાં રમતો હતો. જમીલ કેસરી મોટરમાં મશગૂલ હતો.

×

......ત્યાં આંગણે એક ખરી મોટર આવી. મોટી સફેદ મોટર, અને તેના ઉપર લાલ રંગની ચોકડી ચીતરેલી હતી. પોલીસચોકી, ઇસ્પિતાલ વગેરે સ્થળોએ ફેરવીને, છેવટે પોલીસોએ શેખુના શબને અહીં નીચે ઉતાર્યું.

# ચિન્તા

પાછલા ઓટલા ઉપર રશ્મિ બેઠી હતી. તેના મોં ઉપરથી તમામ લોહી ઊડી ગયું હતું. નાનકડી હડપચી ઉપર ગંભીરતાથી હાથ ટેકવી રશ્મિ બેઠી હતી. વિચારમાં પડી હોય એમ દેખાતું છતાં, ખરું જોતાં તે કાંઈ જ વિચાર કરતી નહોતી. નજીક આવતા ભયથી તેનું મન વ્યાકૂળ બની ગયું હતું.

તે દિવસે રસોડામાં મહારાજ ગંગાબાઈને કહેતા હતા કે 'ભગવાનનું નામ લો. સૌ સારાં વાનાં થશે.' રશ્મિને થોડીવાર તે અખતરો કરવાની ઇચ્છા થઈ, પણ તેમાં બે મોટા વાંધા હતા. પ્રાર્થના તો પલંગમાં જ થાય ને? કાં તો રાત્રે સૂતા પહેલાં કે સવારે ઊઠયા પહેલાં. અત્યારે ભર બપોરે એની પ્રાર્થના કોણ સાંભળે? વળી બા કહેતી હતી કે સારા કામમાં ભગવાન મદદ કરે રશ્મિને તો કરેલી ચોરીમાંથી ઊગરી જવું હતું. ભગવાનની મદદ માંગવાની તેની હિંમત જના ચાલી.

રશ્મિની હાલની મૂંઝવણનું કારણ જાણવા માટે છ મહિના પહેલાંનો એક બનાવ યાદ કરી લેવો પડશે. રશ્મિના કાકા ઘેર આવે, ત્યારે ઘરનું આખું બાળમંડળ ખીલી ઊઠતું. તોફાન કરવું, ઉજાણીએ જવું, મોડી રાત સુધી જાગવું, ઘાંટા પાડીને બોલવું—એ બધું જ વરસમાં બે જ વાર કરવાની છૂટ મળતી અને તે કાકા રજામાં ઘેર આવે ત્યારે.

કાકા દૂર રહેતા. બાર મહિનામાં બે જ વાર આવતા. જ્યારે આવતા ત્યારે દરેક જણ માટે કાંઇનું કાંઈ લેતા આવતા. એ ઘરમાં

આવે ત્યારે છોકરાં ગમે એટલી મસ્તી કરે તો પણ કોઈ વઢતું નહિ! આ બધાં કારણોને લીધે, સૌ છોકરાંનાં મનથી કાકા, પરીઓની વાર્તાના એક રાજકુમાર જેવા લાગતા.

કાકાને બધું જ આવડે. રશ્મિની ઢીંગલીનો પગ તૂટી ગએલો તે એમણે જ સાંધી આપેલો. કિશોર અને મનોહર વચ્ચે રમકડાના ઈન્જીન માટે જે ભયંકર લડાઈ થએલી, તે પણ કાકા આવ્યા કે તરત જાદુની માફક પતી ગએલી. અપર્ણાએ બાપુના કામના કાગળ ઉપર શાહીનો ખડીઓ ઢોળી દીધેલો, ત્યારે ગભરાટથી સૌ છોકરાં ધોળી પૂણી જેવાં થઈ ગએલાં. કાકાએ તરત સમુદ્રફીણથી કાગળ સાફ કરી આપ્યો (અને પછી ઘણે દિવસે કહ્યું કે એ કાગળ તો કાંઈએ કામનો નહોતો–ફક્ત બહુ દિવસો ઉપરનું જૂનું છાપું જ હતું!) પડોશીની ગાડીનો ઘોડો એક વાર મનોહરે છૂટો નસાડી મૂકેલો. ત્યારે પણ કાકાએ જ તે પકડી આણેલો. આ રીતે કુટુંબનાં સઘળાં છોકરાંઓને કટોકટીને પ્રસંગે મદદ કરી, કાકાએ તેમના હૃદયમાં પ્રથમ સ્થાન લીધું હતું.

કાકાને ગયે હવે છ મહિના થયા હતા. આજે સાંજે કાકા આવવાના હતા. નાની અપર્ણાએ કાકાનું નામ 'બેસતું વરસ' પાડયું હતું. જે આવે ત્યારે બધાંને હરખ થાય, જેની બહુ દિવસોથી વાટ જોવાય, તે બેસતું વરસ જ કહેવાય ને? કિશોરે કાકા માટે ઉતરાંણના પતંગોમાંથી એક પાવલો શીંગોડાદાર પતંગ સાચવી રાખ્યો હતો. કાકાને જેમ ભેટ આપવી ગમતી, તેમ લેવી પણ બહુ જ ગમતી. ગયે વર્ષે રશ્મિએ 'ક્રૅકર'માંથી નીકળેલી પીત્તળની વીંટી કાકાને આપેલી, તે કાકાએ ખરેખર આખું અઠવાડિયું પહેરેલી!

આવા માનીતા કાકા આવવાના હતા, છતાં રશ્મિ કેમ આજે દુઃખી હતી? અંદરના ઓરડામાં અપર્ણા મા સાથે તકરાર કરતી હતી. "હું ચણીઓ કબજો પહેરીને સ્ટેશને નહિ જાઉં, કાકા મને

'ડહાપણ ડાહીલી' કહી ચિડવશે; મને કિશોર માફક સુરવાળ ને પહેરણ પહેરાવો," કિશોર અને મનોહર તો બપોરે અઢી વાગ્યાથી તૈયાર થઈ ગયા હતા. રશ્મિ જ એકલી શુંડમુંડ જેવી પાછલા ઓટલા ઉપર બેસી રહી હતી. તેનું એક કારણ હતું:

ગયે વખતે કાકા ઘેર આવ્યા ને પાછા ગામ ગયા. પાછા ગયા તે જ દિવસે સાંજે રશ્મિની દાનત બગડી ને દુઃખના ગણેશ મંડાયા. કાકા ગયા ને કોઈને કાંઈ ગમતું નહોતું. મા, બાપુ સાંજે બહાર ગએલાં; રશ્મિને એકદમ કાંઈ ખાવાનું મન થઈ આવ્યું. તેણે રસોડામાં ખાંખાં ખોળાં કરવા માંડયાં. દાળમાં નાંખવાની આમલીનો એક મોટો ગોળો એને હાથ લાગ્યો, તેમાંથી જેટલી લેવાઈ તેટલી આમલી લઈ તે ઘેર દોડી આવી. ઓટલા ઉપર જ ફોઈબા મળ્યાં. રશ્મિના બન્ને હાથમાં આમલી હતી, મોઢામાં આમલી હતી. ચોર આબાદ પકડાયો.

"તારા બાપુ તારે માટે ઉધરસની દવા મંગાવે છે, ને તું એમની પુંઠ પાછળ ચોરી ચોરીને આમલી ખાય છે? આવવા દે તારા કાકાને—હું તારી ચોરીની વાત એમને જ કહી દઈશ." રશ્મિએ બધી આમલી પાછી મૂકી દીધી. આમલી ન ખવાઈ તેનું તેને દુઃખ નહોતું, પોતે ચોર ઠરી તેનુંએ એટલું દુઃખ નહોતું, પણ કાકાને ખબર પડે કે રશ્મિએ ઉધરસ થએલી, ને આમલી ચોરી—તો?

તેથી આખાએ છ મહિના રશ્મિ બેચેન હતી. તે હસતી, રમતી; પણ કાકાનું નામ આવતાં ગંભીર થઈ જતી. કાકાને આવવાના દિવસો જ્યારે બધાં છોકરાં ગણવા મંડયાં, ત્યારે રશ્મિને થતું કે કાકા આ વર્ષે ન જ આવે તો? વચ્ચે એકવાર કાકાનો કાગળ હતો કે કદાચ આ વખતે મારાથી નએ અવાય—ત્યારે રશ્મિના નાનકડા નિમકહરામ હૃદયમાં કેવો આનન્દ થએલો?

પણ પછી આખરે કાકાને રજા મળી હતી. આજે સાંજે તો તે

આવવાના હતા. ફોઈબા ક્યારે ફરીઆદ કરશે? કાકાને ચોરીની બહુ જ ચીડ હતી, કાકા શી સજા કરશે? ઉજાણીમાં નહિ લઈ જાય? નાટકમાં ભાગ નહિ લેવા દે! હાય હાય! કદાચ સમૂળગા અબોલા જ લેશે તો?

એકદમ રશ્મિએ કાંઈ નિશ્ચય કર્યો. ઘણીએ વાર એ વિચાર તો તેને આવેલો, પણ એમ તો એ બહુ અભિમાની હતી; પણ અત્યારે તેને બીજો કાંઈ રસ્તો સૂઝયો નહિ—તે દોડતી રસોડામાં ગઈ. સદ્‌ભાગ્યે ફોઈ એકલાં જ હતાં. "ફોઈબા!" રશ્મિ બહારથી હિંમત દેખાડતી, પણ અન્તરથી ગભરાતી બોલી. "ફોઈબા! એક વાત માનશો? આજે કાકા આવે છે—આમલીની વાત એમને ના કહેશો—ફોઈબા—હું ફરી કદી એવું નહિ કરું."

ફોઈબા રસોઈમાંથી ઊંચું જોઈ બોલ્યાં. "આ શું બકે છે, રશ્મિ? કઈ આમલીની વાત?"

ત્યારે એ શું શક્ય હતું? શું ફોઈબા આમલીની ચોરીની વાત સાચે જ ભૂલી ગયાં હતાં? હવે રશ્મિએ હિંમત આવી. છ મહિના પોતે કેવી ચિન્તામાં ગાળ્યા હતા, તે તેણે ફોઈબાને અથેતિ કહી સંભળાવ્યું. આમલીની ચોરીની વાત કાકા જાણશે તો શું થશે, એ ચિન્તાથી તેના બાલહૃદય ઉપર પથરા જેવો ભાર પડયો હતો. ફોઈબા તો વાત સાંભળી હસી પડયાં; ને બોલ્યાં, "ગાંડી છોકરી! મને તો હજીએ સાંભરતું નથી, કે તેં ક્યારે આમલી ચોરેલી, પણ તેં ચોરી કરી જ હશે તો તને ઘણી વધારે શિક્ષા થઈ છે. હું કાંઈ કાકા પાસે એવી ચાડીચુગલી ખાવા નવરી નથી. જા, મોં ધોઈ તૈયાર થઇ જા! સ્ટેશન ઉપર નથી જવું?"

રશ્મિને લાગ્યું કે તેને પગે પાંખો આવી હતી. તેને લાગ્યું કે જો કાકા પરીના રાજકુમાર હોય તો ફોઈબા પરીની રાણી જ ગણાય. તે દોડતી, કૂદતી, નાચતી પોતાના ઓરડા તરફ ચાલી. દૂરથી કિશોર

મનોહરને જોઇ તેણે બૂમ પાડી: “આજે કાકા આવવાના છે !” પાસે ઊભેલી સુરવાળ–પહેરણમાં શોભતી નાની અપર્ણા મશ્કરી ભર્યા અવાજે બોલી,

“તમને આજે જ ખબર પડી? અમે તો છ મહિનાથી જાણતાં હતાં”

પણ અપર્ણાને શી ખબર ? રશ્મિએ કેટલું સહન કર્યું હતું ! કાકાને આવવાના દિવસ માટેનો હરખ બધાંએ છ મહિનાથી કર્યો હતો–રશ્મિએ તો અબધડી જ અનુભવ્યો ને ?

“કાકા, આવવાના છે, કાકા આવવાના છે. બેસતું વરસ, પરીના રાજકુમાર...” વગેરે લવતી લવતી રશ્મિ ઝટપટ તૈયાર થવા મંડી.

## યથાર્થનામા

આ જગતમાં નૈસર્ગિક સૌન્દર્ય એટલા વિવિધ પ્રકારનું છે કે એ સર્વમાંથી કયું વધારે સુંદર હશે તે કહી શકાય જ નહિ. આપણા કવિઓએ કોયલ, વસન્ત, ચાંદની અને કમળનાં ફૂલને વર્ણવવામાં જ પોતાની ઘણીખરી શક્તિઓ ખપાવી દીધી છે. પરન્તુ આપણે દરેક જણે જીવનમાં કોઈ કોઈ પ્રસંગે કુદરતનાં કોઈ અવનવાં, વિચિત્ર છતાં અદ્ભુત સૌન્દર્યભર્યાં એવાં દૃશ્યો જોયાં હોય છે, કે જેની છાપ આપણા મનમાં ચિરસ્થાયી બની રહે છે.

કુદરતનાં બધાં સ્વરૂપોમાં સૂર્યાસ્ત તરફ મને પક્ષપાત છે; અને થોડા જ દિવસો ઉપર મેં એક એવો અનુપમ સૂર્યાસ્ત જોયો કે મને એમ થયું કે આ દૃશ્ય કોઈપણ રીતે મારાં મિત્રો તથા પ્રિય-જનોને દેખાડયા વગર નહિ જ ચાલે. કમનસીબે કવિતા તથા ચિત્ર-કળા–એમાંથી એકેની મને પ્રસાદી નથી, તેથી સાદી ગદ્ય ભાષામાં જ તે વર્ણન મારે આપવું પડે છે.

......દાર્જિલીંગમાં એક દિવસ બપોરથી વરસાદ વરસતો હતો, અને સાંજ સુધી તે ચાલુ રહ્યો હતો. બહાર ફરવા જવાની આશા મૂકી અમે ઘરમાં જ બેઠાં હતાં. ત્યાં એકાએક વરસાદ થંભી ગયો; અને ઘરમાં પુરાઈને કંટાળેલી હું બહાર દોડી. કુદરતનું તે સમયનું સર્વાંગસુંદર સ્વરૂપ જોઈ, ખરેખર જ મારા પગ ધરતી સાથે ચોંટી ગયા. ઘનશ્યામ આકાશમાં ઠેકઠેકાણે તડો પડી ગઈ

હતી, અને તેમાંથી નીલવર્ણું આકાશ શરમાતું શરમાતું ડોકીઆ કરતું હતું. જલભર્યાં વાદળાંની કિનારીઓને અસ્ત પામતા સૂર્યે લાલ અને ગુલાબી બનાવી દીધી હતી. જરા વધારે પશ્ચિમ તરફ તો ખરેખર કુદરત જુદાજુદા રંગથી જાણે હોળી રમી રહી હતી.

દરરોજ **भस्मांगरागातनुरीश्वरस्य,** જેવા ભભૂતિ ચોળેલા ભૂરા પહાડો આજે વૈરાગ્ય તજી રંગરંગનાં વાદળનાં વસ્ત્રોથી સજ્જિત બની શોભી રહ્યા હતા...પણ સૌથી હદ–સૌન્દર્યની અવધિ–તો કાંચનગંગા ઉપર હતી. વાદળમાં અર્ધ ઢંકાયલાં તેનાં શિખરો જોઈ અમે અનેકવાર વખાણ્યાં હતાં. વાદળરહિત આકાશમાંથી, પ્રફુલ્લિત તેજે પ્રકાશતા સૂર્યનું તેજ ઝીલતી કાંચનગંગા તથા તેની સાથેની તમામ બરફથી ઢંકાયલી શિખરોની હારમાળાને જોઈ અમે વારંવાર મુગ્ધ બન્યાં હતાં. કાંચનગંગાનું દરેક વખત બદલાતું સૌન્દર્ય જોઈ અમે કહેતાં કે

**क्षणे क्षणे यन्नवतामुपैति ।**
**तदेव रुपम् रमणीयतायाः ॥**

પરન્તુ આજની કાંચનગંગા તો ખરેખર જ અભૂતપૂર્વ હતી. તેનાં સફેદ શિખર ઉપર આથમતા સૂર્યે પોતાનાં લાલ તથા સોનેરી કિરણો વેર્યાં હતાં. તે કંચનવર્ણા તેજમાં મઢાઈ કાંચનગંગાનાં સુવર્ણવર્ણાં શિખરો ઉપર વારી જઈ સંધ્યાએ તેના ગળામાં વાદળાંના ફૂલનો હાર પહેરાવ્યો હતો. સોનેરી, રૂપેરી, વાદળી, નારંગી, ફૂલગુલાબી, લાલ, કસુંબલ, આતશીયો, પીળો, જાંબુડી અને લીંબોઈ રંગનાં વાદળાંની, ગળામાં ઝૂલતી માળા સાથેની એ કાંચનગંગા કદી નહિ ભૂલાય.

આવાં અદ્ભુત દૃશ્યો રોજ જોવા મળે, કુદરતની આવી સુંદર ઉદારતા દરરોજ નિહાળવાનું ભાગ્ય પ્રાપ્ત થાય, તો આપણાં હૃદય કદાચ વધારે વિશાળ અને ઉદાર ન થાય? આપણા મનની સંકુચિતતા અને કલહપ્રિયતા આવાં ભવ્ય સૌન્દર્યને જોઈ દૂર ન થઈ જાય?

## કમલાદેવીનું અટ્ટહાસ્ય

આ તો યુગોના યુગો પહેલાંની વાત છે. ઇતિહાસની પારની વાત છે.

અંધારી રાત્રે ચન્દ્રરહિત આકાશ તો આપણે બધાંએ જોયું છે. વાદળાં હોય તો રાત્રે તારા પણ નથી દેખાતા, પરન્તુ વાદળ રહિત, છતાં તારાવિહોણું આકાશ કોઇ રાત્રે જોવામાં આવે છે ? છતાં આ વાર્તા બની ત્યાર પહેલાં એવું જ હતું.

તે વખતે દેવો તથા દાનવોનું યુદ્ધ ચાલતું હતું. પણ એ લડાઇનું એક કારણ હતું, મહાસાગરને તળીએ અમૃત હતું. અમૃત પીધાથી અમર બનાતું હતું, પણ એ અમૃત કાઢવું કેવી રીતે ! દેવો અને રાક્ષસો–બધાને જ અમર બનવું હતું; એટલે એ બન્ને પક્ષોએ સંપીને કામ શરૂ કર્યું. મેરુ પર્વતનો દંડ બનાવ્યો. શેષનાગનું દોરડું બનાવી, દેવ તથા દાનવોએ સાગરનું વલોણું કર્યું, એ તો જાણીતી વાત છે.

આ સમુદ્રમંથનમાંથી પહેલાં લક્ષ્મી દેવી નીકળ્યાં. અમૃતની અપેક્ષા રાખતા દેવદાનવો આ મનોહર સૌન્દર્યનાં અવતાર સમાં દેવીને જોઈ મૂઢ બની ગયા ! કમળનાં ફૂલ ઉપર બેઠેલાં

કમલાદેવી સાગરનાં ઊંડાણમાંથી, પાણીની સપાટી ઉપર આવ્યાં. આવતાંની સાથે જ દેવદાનવોનાં આશ્ચર્યથી વિમૂઢ બનેલા ચહેરા જોઈ, દેવીના લાવણ્યભર્યાં વદન ઉપર હાસ્ય છવાઇ ગયું. પરન્તુ જ્યારે દેવીએ જાણ્યું કે અમૃત જેવી ક્ષુલ્લક વસ્તુ માટે આતૂરતાથી પ્રયત્ન થઇ રહ્યો છે, ત્યારે તેમના મોંમાંથી અટ્ટહાસ્ય નીકળવા લાગ્યું.

કમલાદેવીના અટ્ટહાસ્યમાંથી રત્નો નીકળી આકાશમાં ચોપાસ ઊડવા લાગ્યાં. આજે આપણે તે રત્નોને તારા કહીએ છીએ.

## રાબીઆ

આમારું મકાન શહેરના કોટની રાંગે છે. જ્યારે અમદાવાદ શહેર વસ્યું, ત્યારે આ સ્થળે બાદશાહનો મહેલ હતો સંધ્યાકાળના નીરવ એકાન્તમાં અમારું ઘર, શહેરકોટના બુરજો, સેંકડો વર્ષનાં જૂનાં ખંડીએર વગેરે ઘણું ભવ્ય છતાં કરુણ દેખાય છે.

એક સમીસાંજે હું અમારા બુરજમાં ઊભી હતી. વાદળરહિત આકાશમાંથી સૂરજનો લાલ ગોળો, ચુપચાપ પશ્ચિમની ક્ષિતિજ તરફ સરકી જતો હતો. ભૂતકાળમાં આ સ્થળ કેવું દેખાતું હશે, તે કલ્પવાનો હું પ્રયાસ કરતી હતી. આ બુરજના પથરાઓએ શું શું નહિ જોયું હોય ? બાદશાહો, બેગમો, શાહજાદા અને શાહજાદીઓ, અમીરઉમરાવો, શૂરવીર લડવૈયાઓ, સંગીતકારો, શિલ્પીઓ, શાયરો, ગુલામો ! પ્રેમ, આશા, નિરાશા, ઉદારતા, ક્રૂરતા, દયા, રહેમ, જુલમ શું ખરું ને શું નહિ ? મારો વિચારપ્રવાહ કઈ દિશામાં વળત તે હું કહી શકતી નથી, પરન્તુ તે વળ્યો તદ્દન અવનવી દિશામાં. બુરજના એક ભાગમાં ચણતર તાજેતરમાં તૂટી ગએલું જણાવાથી હું ત્યાં જઈ જોવા મંડી. મેં ત્યાં હાથ ફેરવી ચૂનાની કાંકરીઓ સાફ કરી, ફૂંક મારી ધૂળ ઉરાડી મૂકી તો નીચેથી ઉર્દૂ અક્ષરો નીકળી આવ્યા. સંધ્યાના ઓસરી જતા અજવાળામાં ઘણી મુશ્કેલીથી મેં તે ઉકેલ્યા: ‘ રાબીઆ. ’

ઉર્દૂ અક્ષરની નીચે વધારે મરોડદાર અક્ષરે એક શબ્દ વંચાયો
**' पुष्पशील '**

રાબીઆ અને પુષ્પશીલ ! કેવાં મીઠાં નામ ! રાબીઆ એટલે ' ચોથી '. પુષ્પશીલ તો અલબત્ત કોઇ રજપૂત કવિનું નામ હશે. તરત જ મારી મનોસૃષ્ટિ સમક્ષ રાબીઆ અને પુષ્પશીલની કથા ખડી થઈ ગઈ.

*

પાંચસો વર્ષ ઉપરની વાત છે. વાત જૂની છે, પણ તેનો વિષય જૂનો થતો જ નથી. આ એક પ્રેમકથા છે.

અમદાવાદના એક મશહૂર ઉમરાવ હાજી શમસુદ્દીન અહમદને તે જમાનામાં કોણ નહોતું ઓળખતું ? બાદશાહ સલામતના તેમના ઉપર ચારે હાથ હતા. તે જેટલા શૂરવીર હતા તેટલા જ વિદ્વાન હતા અને તેટલા જ ધાર્મિક પણ હતા.

તે બાદશાહના નજદીકના સગા થતા હતા. તેમનો આવાસ બાદશાહી મહેલની બાજુમાં જ હતો. તેમને ઘેર દેશપરદેશથી નસીબ અજમાવવા નીકળેલા બહાદુર સૈનિકો કામ શોધતા આવતા. તેમને ઘેર, દેશવિદેશથી સાચા કદરદાનીની શોધમાં ભટકતા ઊગતા લેખકો અને કવિઓ આવતા. તેમને ઘેરથી કોઈ નિરાશ થઈ પાછું ફરતું નહિ.

તે હાજી સાહેબને નામે ઓળખાતા. તેથી આપણે પણ તે જ નામે તેમને ઓળખીશું. હાજી સાહેબને ઈશ્વરે બધું જ બક્ષ્યું હતું. અમલ હતો, હોદ્દો હતો, માન હતું, મરતબો હતો, લાગવગ હતી, ઈજ્જત હતી, ધન હતું, જરઝવેરાત હતું, શૌર્ય હતું, બુદ્ધિ હતી, સ્વરૂપવાન અને ડાહી તથા કાબેલ પત્ની હતી, અતિશય ખૂબસૂરત ત્રણ પુત્રીઓ હતી.

નહોતો માત્ર એક બેટો. અને તેથી હાજી સાહેબના હૃદયમાં ઊંડી ઊંડી અપાર વેદના રહેતી. આપણા શરીરને કાંઈ સખત

પીડા થયા કરતી હોય, અને તેવે વખતે આપણે વાતચીત કરીએ છીએ, વાંચીએ છીએ, ટૂંકમાં સર્વ દિનચર્યા હંમેશ મુજબ કર્યે જઇએ છીએ, પરન્તુ સાથે શરીરની વેદના ભૂલી જઈ શકતાં નથી; તેવી જ રીતે હાજી સાહેબ સર્વ સુખસાધનની સામગ્રીઓ છતાં, પોતાનો ખોળો પુત્રના પગલાંથી અંકિત થયો નહોતો, તે વાત કદી ભૂલી શકતા નહિ.

હાજી સાહેબને પહેલી પુત્રી જન્મી, ત્યારે પણ સાચું પૂછો તો તેમનાં બીબી સાહેબા તો નિરાશ થએલાં. તેમને તો પહેલે ખોળે જ પુત્ર જોઈતો હતો. પણ હાજી સાહેબના એક હિન્દુ મિત્રે સૌને સધ્યારો આપ્યો કે પહેલે ખોળે તો લક્ષ્મી જ શોભે. અને પુત્રી હતી પણ ખરેખર કોઇ આસમાનની પરી જેવી જ ખૂબસૂરત. હાજી સાહેબે તેનું નામ ગુલનાર પાડયું.

પરન્તુ ગુલનારની પછી બે વર્ષે આયેશા, અને તેની પછી બે વર્ષે જ્યારે ગુલશનનો જન્મ થયો, ત્યારે હાજી સાહેબ તથા તેમનાં બીબીને કોઈ આશ્વાસન ન આપી શક્યું. અલબત્ત આ ત્રણે બેટીઓ ખૂબસૂરતીમાં, બુદ્ધિમાં તથા ડહાપણમાં એક એકથી ચઢે એવી હતી, પણ બેટી તે ગમે તેમ પણ બેટી જ. બેટાની વાત જ જુદી. બેટીઓ ઓછી જ હાજીસાહેબનો વંશવેલો સાચવી શકવાની હતી ?

હાજીસાહેબ ઘણીવાર રાજકાજથી પરવારી પોતાનાં બીબી પાસે આવી બેસતા. સાબરમતીનાં પાણી સંધ્યાના સૂર્યને રંગે રંગાઇ લાલ બની જતાં, અને તે લાલ રંગ ધીરે ધીરે ઓસરીને જાંબુડી બનતો, અને પછી ચોતરફ એકાએક રાત્રીનો અંધકાર ફેલાઇ જતો. આવે સમયે હાજી સાહેબ કહેતા, “ જુઓ,આ સૂર્યને જોઈને મને વિચાર આવે છે, કે દિનભર સૂર્ય પોતાનાં કિરણોરૂપી કીર્તિ ફેલાવી સંધ્યાકાળે સુંદરમાં સુંદર રંગરમત કરતો આ પૃથ્વી તજી ચાલ્યો જાય છે. પણ તેનું તેજ ઝીલનાર આકાશમાં અગણિત તારા અને ચન્દ્રમા તૈયાર જ હોય છે, તેથી સૂર્યને જતી વખતે પણ નિરાંત

રહે છે. પોતાની પાછળ અંધકાર રહેશે એવી એને લેશમાત્ર પણ ભીતિ હોતી નથી. પરંતુ આપણે આ પૃથ્વી ઉપરથી ચાલ્યાં જઈશું ત્યારે આપણું તેજ કોણ ઝીલશે ?"

પુત્રવિહીનતાથી નિરાશ બની કેટલીક વાર હાજી સાહેબને પોતાના કામકાજ ઉપર પણ કંટાળો આવવા લાગ્યો. "આ બધું કોને માટે ?" એ પ્રશ્ન વારંવાર તેમને હૈયે ચઢી આવતો. એવામાં એક વસન્તને પ્રભાતે બીબી સાહેબાએ વળી નવા બાળકને જન્મ આપવાની આશા બતાવી. ત્રણ બેટીઓ ઉપર બેટો આવ્યાના ઘણા દાખલાઓ આ દંપતિ પાસે મોજૂદ હતા. હવે તો જરૂર મોંઘો મહેમાન આવશે જ, એવી એ લોકોને આશા બંધાઈ. હાજી સાહેબનાં બીબી તો ઘણી વખત મનમાં ખૂબ કલ્પનાના ઘોડા ખેલાવતાં. 'મારે પેટે એવો અદ્ભુત બેટો અવતરવાનો છે, તેથી તેના ઢાંકણ રૂપ આ ત્રણ બેટીઓ આવેલી છે, ત્રણ બેટીઓ પછી આવેલો બેટો કોઈની નજરે નહિ ચઢે..."

કોડીલી માતાની કલ્પનાઓને આરો જ શેનો હોય?

બીબી સાહેબાને પ્રસૂતિની વેદના શરૂ થઈ, તે વખતે હાજી સાહેબ રાજમહેલે હતા. ત્યાં તેમને ખબર મળ્યા. બાદશાહની સાથેની વાતચીતમાં તેમનો જીવ ન લાગ્યો, અને તેથી બાદશાહની માફી માંગી હાજીસાહેબ પોતાને મકાને આવ્યા.

સંધ્યાકાળનો સમય હતો. સાબરમતીનાં આછાં પાણી ઓળંગી ગળાના ઘંટથી વાતાવરણને સુમધુર બનાવતી ગાયોનાં ટોળાં ચાલ્યાં જતાં હતાં. સામે કાંઠે કોઈ સંન્યાસી શંખ ફૂંકતો હતો. શહેરના એકાદ હિન્દુ મંદિરમાંથી આરતીના સ્વર સંભળાતા હતા. હાજીસાહેબના મહેલમાં નિશિગંધનાં અધખીલ્યાં ફૂલ આખા દિવસની ભરી મૂકેલી સુવાસ છોડતાં છોડતાં ધીરે ધીરે ખુલતાં હતાં. આથમતા સૂર્યે આખી અવનિને તેજે મઢી લીધી હતી. આવા શાન્ત, સુંદર વાતાવરણમાં પોતાનો બેટો અવતરે છે, એ વિચારથી હાજી સાહેબને સંતોષ થયો.

બીબી સાહેબાની વેદના આ વખતે અસહ્ય હતી, પરન્તુ શરીરની વેદના તે આનન્દથી સહન કરી રહ્યાં હતાં; કારણ કે આ હદ પારના દુઃખને અન્તે પરમ સુખ પામવાની તેમને ખાતરી હતી. જેટલું બીબી સાહેબાનું શારીરિક કષ્ટ હતું, તેટલું જ હાજી સાહેબનું મન વ્યગ્ર હતું. વાટ જોવાની સહનશીલતા દરપળે ઓસરતી જતી હતી. બીબી સાહેબાનાં ખંડનાં બંધ બારણાં તરફ એક નજરે મીટ માંડી, તે બેસી રહ્યા હતા. તેમને કપાળે પરસેવાના રેલા ઊતરતા હતા, તેમના હાથ પગ જાણે તણાઈ જતા હતા, તેમની કમ્મર જાણે તૂટી પડતી હતી ! ખરેખર, પ્રસૂતિની બધી જ વેદના તે કલ્પનાદ્વારા સહન કરી રહ્યા હતા ! ખરું જોતાં તેમનું શરીર તદ્દન સાજું સમું જ હતું, પરન્તુ બીબી સાહેબાની સ્થિતિમાં પોતે એટલા તો ઓતપ્રોત બની ગયા હતા, કે તમને પોતાને જ જાણે તે પીડા ન થઈ રહી હોય, એવો તેમને ભાસ થતો હતો !

આખરે વર્ષોનાં વર્ષો કે યુગોના યુગો જાણે વીતી ગયા પછી સામેનું બારણું ખૂલ્યું. અંદરથી બાળકના રુદનના સૂર સંભળાયા. હાજીસાહેબનું હ્રદય ધબકતું જાણે અટકી જ ગયું. દાસીએ માનપૂર્વક નમન કરી માત્ર ત્રણ જ અક્ષરનો ઉચ્ચાર કર્યો:

"રાબીઆ."

હાજીસાહેબને થયું કે "હું જાણતો જ હતો. બેટો આવશે, એમ કહી હું મારા મનને પણ છેતરતો જ હતો. ખુદા કોઈને બધું જ સારું નથી આપી દેતો. મારે બેટા શિવાય કશાની ઊણપ નથી. જો બેટો આવે તો મારું માથું સ્વર્ગને જ અડકી જાય ને ? મને અહંકારી ન બનાવી દેવા માટે જ ખુદા મને બચાવી રહ્યો છે. એટલા બધા સુખનો મને અધિકાર પણ શો છે ? જરૂર ખુદા મારી કસોટી કરી રહ્યો છે. હું તેની કસોટીમાં પાછો પડું એવો નથી."

આવડી ભયંકર નિરાશાને આવા પ્રકારના આશ્વાસનથી હાજી સાહેબે હિંમતભેર સંકેલી લીધી, અને અંદરનાં ખંડમાં બીબી

સાહેબાને સંદેશો મોકલ્યો કે ' માલિકની મરજીને આધીન થાઓ. કોઈ પ્રકારનો શોક કરશો નહિ. માલિકને ગમ્યું, તે ન ગમાડનાર આપણે તે કોણ માત્ર ?' આ રીતે રાબીઆનો જન્મ થયો. તેનું નામ પાડવાની કોઇને હોંસ ન થઇ. તે ચોથી હતી, તેથી રાબીઆને નામે જ સૌ તેને બોલાવવા લાગ્યું.

## ૨. પારિજાતક

હાજી સાહેબની ચોથી પુત્રી રાબીઆનું રૂપ કાંઈ અવનવું જ હતું. રાબીઆની મોટી ત્રણ બહેનો અતિશય ગોરી અને આકર્ષક હતી. તેમની માતાનું ઈરાની સૌન્દર્ય તેમને વારસામાં મળ્યું હતું, પણ રાબીઆનું સૌન્દર્ય જુદા જ પ્રકારનું હતું. તેની ચામડી ગોરી ખરી પણ સફેદ નહિ પરન્તુ ચંપકવરણી હતી. મોટી ત્રણે છોકરીઓની આંખો આસમાની રંગની અને વાળ સોનેરી હતા. રાબીઆની આંખો મોટી કાળી અને અતિશય ચળકતી હતી, અને તેના વાળ પણ કાળા ને ચળકતા હતા.

પરન્તુ તેના ચહેરાની શોભારૂપ બે ચીજો સૌનું ધ્યાન ખેંચે એવી હતીઃ એક તો એના આંખની પાંપણોઃ કાળી ભરાવદાર પાંપણો, એટલી તો લાંબી હતી કે તેના કપોલનો ઉપલો પ્રદેશ તે પાંપણોથી ઢંકાઈ ગએલો રહેતો. બીજું તેની સુદૃઢ રસાળ હડપચી ઉપર એક બાજુ એક કાળો તલ. જોનારને થતું કે જાણે આ ચન્દ્રમુખ ઉપર આ કલંક ન હોત, તો તે મુખની શોભા અનેક ઘણી ઓછી થઈ જાત.

રાબીઆની દેહાકૃતિ પણ અતિ ઘાટદાર હતી. તે પાતળી અને ઊંચી હતી, અને તેનું પ્રત્યેક અંગ સપ્રમાણ હતું. તેનો અવાજ મીઠો, રૂપાની ઘંટડી જેવો હતો. તેનું સ્મિત એટલું તો આકર્ષક હતું કે તેને હસતી જોવા માટે આખા અમદાવાદની સ્ત્રીઓ હાજી સાહેબને આવાસે ઉલટતી.

ચોથી પુત્રી તરીકે અતિશય બીનઆવકારદાયક રીતે જેનો જન્મ થયો હતો, તેજ પુત્રી હાજી સાહેબને મન હવે પ્રાણથી પણ અધિક પ્યારી થઈ પડી હતી. મેંદીથી રંગેલા રાબીઆના ગોરા હાથપગ, અને પાનથી લાલ બનેલા તેના ઓઠ જોઇ હાજી સાહેબને પારિજાતકનાં ફૂલ યાદ આવતાં. સફેદ અને કેસરી રંગનું મિશ્રણ–જેવું સુમેળથી પારિજાતકનાં પુષ્પોમાં શોભે છે, તેવુંજ રાબીઆમાં પણ તે શોભતું હતું.

રાબીઆ નાનપણથી કવિતાની શોખીન હતી. જુવાની ઊગી ન ઊગી ને તેણે પોતે કવિતા લખવા માંડી. તેની કવિતાઓ ખુદ બાદશાહે પણ વાંચી અને વખાણી હતી. તેને કવિતા લખવાની હાજી સાહેબે દરેક પ્રકારની સુગમતા કરી આપી હતી. પારિજાતકનાં ઝાડનાં ઝુંડની વચમાં એક લતામંડપ રચી, તેમાં આરસની બેઠકો ઉપર, મશરૂની તળાઈઓમાં શીમળાનું રૂ ભરાવી તેના ઉપર કીનખાબના તકીઆઓ નંખાવ્યા હતા. મંડપની વચમાં લાલ માછલીઓથી ભરપુર એક આરસનો ફુવારો હતો, તેમાંથી સુગંધિત પાણી ઊડતું. અહીં રાબીઆ કવિતાઓ લખતી.

તેજ વખતે જોધપુરથી પુષ્પશીલ નામનો એક નવજુવાન કવિ હાજી સાહેબ પાસે આવી ચડયો હતો. પુષ્પશીલ અદ્‌ભુત કાવ્યો રચતો. હાજી સાહેબે તેને રાજકવિ તરીકે રખાવ્યો હતો, અને વર્ષાસન બંધાવ્યું હતું. પુષ્પશીલ ખૂબસૂરત, ઊંચી કાઠીનો ભવ્ય જુવાન હતો. તે જાગૃતાવસ્થામાં પણ સ્વપ્ન જ જોતો હોય, એમ જોનારને આભાસ થતો. તે કોઈ અવનવી સૃષ્ટિમાં વિહાર કરતો. આ જગત ઉપર વસતો પણ બીજી જ દુનીઆમાં વિહરતો તે કવિ રાતદિવસ કવિતા કરવામાં જ મચ્યો રહેતો.

હાજી સાહેબે તેને એક દિવસ રાબીઆની કવિતા વંચાવી. પુષ્પશીલ તે વાંચી ઘેલો બની ગયો. તેણે કહ્યું: “ મને આ દેવીનાં દર્શન કરાવો. ”

હાજી સાહેબે હસીને કહ્યું, "પાગલ, એ તો મારી પુત્રી છે. અમારા કુટુંબની સ્ત્રીઓ પરપુરુષને પોતાનું મોં બતાવતી નથી."

પુષ્પશીલ આશ્ચર્યથી ચકિત થઈ બોલ્યો, "મેં તેમને સ્ત્રી તરીકે કલ્પ્યાં જ નથી. મેં ન કહ્યું કે મને તે દેવીનાં દર્શન કરાવો!"

હાજી સાહેબે હસતાં હસતાં કહ્યું, "મારી બેટી રાબીઆ, એવી તો પરીસૂરત છે કે તું એને જોઈ મોહિત થઈ જઈશ."

પુષ્પશીલ સરલ ભાવે બોલ્યો, "મોહિત તો હું એમની કવિતા વાંચીને થઈ જ ગયો છું. એમાં કશું બાકી નથી."

આ અવ્યવહારુ કવિને વધારે ચોખ્ખા શબ્દોમાં હાજી સાહેબે સમજાવ્યું, "તું કદાચ તેનો આશક બની જાય તો મારે શું કરવું? તું હિન્દુ અમે મુસલમાન છીએ."

પુષ્પશીલ દૂર દૂર મેઘધનુષને રંગે રંગાયલી કોઈ અપાર્થિવ ભૂમિ તરફ જાણે જોઈ રહ્યો હતો. સ્વપ્નામાંથી ચમકીને જાગ્યો હોય તેમ તે બોલ્યો—"આશક તો હું બનવાનો જ. રાબીઆની ખૂબસૂરતીનું બયાન આપને મોંએજ મેં સાંભળ્યું છે. હું દરેક ખૂબસૂરત ચીજનો આશક છું. ચન્દ્ર તથા ચાંદનીને હું ચાહું છું. હું સૂર્યોદય તથા સૂર્યાસ્તને ચાહું છું. હું બુલબુલ તથા કોયલને ચાહું છું. હું વસન્ત તથા વર્ષા-ઋતુને ચાહું છું. હું કળા કરી નાચતા મોરને ચાહું છું. આપના બગીચાનાં પ્રત્યેક પુષ્પને હું ચાહું છું. આપનાં બીબીસાહેબાએ તે દિવસે પડદામાંથી હાથ બહાર કાઢી મારું પુસ્તક મને પાછું આપ્યું, ત્યારથી એમના એ જમણા હાથને, તથા તેની બીજી આંગળી પર શોભતી હીરાની અંગુઠીને પણ હું ચાહું છું. એમના હાથ ઉપર તો મેં એક કાવ્ય પણ લખીને આપને અર્પણ કર્યું છે. હું તો સૌન્દર્યનો પૂજારી જ છું."

ગાંડા કવિનો પ્રલાપ સાંભળી હાજી સાહેબ હસી પડ્યા, ને બોલ્યા, "પણ તું એની સાથે લગ્ન કરવા ઇચ્છે તો?"

હવે એકદમ ગંભીર બની કવિ બોલ્યો, "તે તમારી સાવ ભૂલ છે. હું તો મારી કવિતાને પરણી ચુકેલો છું. મારા હૃદયમાં બીજા કોઇને માટે સ્થાનજ નથી. અને હું રખડતો, પાગલ કવિ, આપની ઉમરાવજાદીને પરણીને કરું પણ શું? ના. ના. એ બાબત નિશ્ચિંત રહેજો."

અને ખરેખર જ પુષ્પશીલનાં તે વચનો ઉપર હાજીસાહેબને એકદમ શ્રદ્ધા બેસી ગઇ. કવિતા પ્રત્યેની આ કવિની ઘેલછા, પોતાની માશૂક તરફના કોઇપણ આશક કરતાં વધારે તીવ્ર હતી. હાજી સાહેબે રાબીઆને પુષ્પશીલને મળવા વિષે પૂછ્યું. રાબીઆએ પુષ્પશીલનાં તમામ પુસ્તકો વાંચ્યાં હતાં—તે તેની કવિતા ઉપર મુગ્ધ બની હતી. પરન્તુ તે કવિને મળવાનું તેને મન થતું નહોતું. હાજી સાહેબે તેનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલી, "સૌથી પ્રથમ તો પુરુષને મળતાં મને અતિશય સંકોચ થાય છે. બીજું કારણ એ છે કે તેમની કવિતાઓ વાંચી મેં તેમની કલ્પનામૂર્તિ મારા હૈયામાં સરજી છે, તેમને સદેહે જોઈને મારી કલ્પનાનું હું છેદન કરવા ઇચ્છતી નથી."

પુષ્પશીલના આગ્રહને વશ થઈ હાજી સાહેબ છેવટે રાબીઆની મંજૂરી વગર જ તેના પારિજાતકના મંડપમાં કવિને લઇને એક સાંજે દાખલ થયા. નારંગી રંગના આકાશનો રંગ પારિજાતકના ઝુંડની વચમાં થઇને મંડપની અંદર પ્રવેશતો હતો. મશરૂ અને કિનખાબની બેઠકો ખાલી જ પડી હતી. લીલા ઘાસમાં એક ખૂણામાં બેઠી બેઠી રાબીઆ સૂર્યાસ્તની શોભા નિહાળી રહી હતી. સૂર્યનાં છેલ્લાં કિરણો રાબીઆના ચહેરાની શોભા નિહાળી, આથમી જવાની આનાકાની કરતાં હતાં.

હાજી સાહેબે રાબીઆને બોલાવી. પિતાની સામે જોયા વગરજ રાબીઆ બોલી, "બાબાજાન, મને ચિત્રકળા શીખવાનો શોખ થાય છે." આટલું બોલી તેણે પિતા તરફ નજર કરી. સાથે અજાણ્યા પુરુષને જોઈ શરમથી રાબીઆનું વદન સંધ્યાના સૂર્ય કરતાં પણ વધારે રાતું બની ગયું. હાજીસાહેબે કહ્યું. "રાબીઆ, આ કવિ

પુષ્પશીલ છે. તને મળવાને બહુ આતુર હતા." પુષ્પશીલ રાબીઆની પાસે ગયો, અને તેના પગને અતિ હળવે હાથે નહિ જેવો સ્પર્શ કરી, તેણે તે હાથ પોતાને માથે અડકાડ્યો. રાબીઆ ચકિત થઈને દૂર ખસી ગઈ. તેનાં નેત્રો ચમકેલી હરણી જેવાં સતેજ બન્યાં, અને તે બોલી ઊઠી, "અરે ! આ શું કરો છો ?"

પુષ્પશીલ અતિનમ્ર ભાવે બોલ્યો, "તમે મારાં દેવી છો, તમાર પગની ધૂળ હું મારે માથે ચઢાવું છું." હાજીસાહેબ બેવડા મગરૂર હતા. એક પોતાની પ્રતિભાશાળી બેટી માટેઃ અને બીજા પોતાના આશ્રિત આ પાગલ કવિ માટે. બન્ને તેમની પોતાની કૃતિઓ હતી, એમ તેમને લાગતું હતું. પછી રાબીઆની શરમ દૂર થતાં તેણે પોતાનાં નવાં કાવ્યો વાંચી સંભળાવ્યાં. ઊઠતી વખતે કવિએ વંદન કરી રાબીઆને સંબોધી કહ્યું, "તમે સાક્ષાત કવિતા દેવી જ છો. તમારું ને મારું તો જુગજુગનું જૂનું ઓળખાણ છે."

આ સાંભળી હાજી સાહેબ ચમક્યા. પુષ્પશીલ કવિતાને વરેલો હતો, અને રાબીઆને જ તે કવિતાની દેવી માની બેસે તો ? આ ઘેલો કવિ, તેમને તો એટલો તો ગમી ગયો હતો, કે તેમને એમ પણ વિચાર આવ્યો કે જો બન્ને વચ્ચે પ્રેમ જાગે તો ખોટું પણ શું છે ? બન્ને એકબીજાને લાયકનાં જ છે. કવિને હું સમજાવીને ઇસ્લામનો સ્વીકાર કરાવી શકીશ. એના ઉદાર હૈયામાં ધર્મભેદની સંકુચિત ભાવનાને સ્થાન જ નથી.

પણ હવે ઘટના વિચિત્ર બની. રાબીઆ કવિ તરફ ખૂબ જ આકર્ષાઈ. તેનું સ્ત્રીહૃદય તથા કવિહૃદય આ વિચક્ષણ પુરુષને ચરણે ઢળી પડ્યું. એને રાતદિવસ પુષ્પશીલના પેલા જ શબ્દો યાદ આવ્યા કરે, "જુગ જુગનું જૂનું ઓળખાણ." રાબીઆને કુટુંબમાં બોલવાની છૂટ પોતાના પિતા સાથે જ સૌથી વધારે હતી. તેણે હાજી સાહેબને કહ્યું, "કવિને મુસલમાન બનાવી તેની સાથે મારું લગ્ન

ફરી આપો. તેમના વગર હું નહિ રહી શકું."

હાજી સાહેબે કહ્યું, "તું જાતે જ કવિને પૂછી લેજે."

ચોમાસાની એક સવારે પુષ્પશીલ રાબીઆના આમંત્રણને માન આપી, તેને મળવા ગયો. પારિજાતકનાં અર્ધાં ફૂલ જમીન ઉપર વેરાયાં હતાં, અર્ધાં ઝાડ ઉપર લટકી, ભોંય પડવાની તૈયારીમાં હતાં.

તે પ્રભાતે રાબીઆનો વેશ તદ્દન સાદો હતો. સફેદ વસ્ત્ર અને અલંકારરહિત તેની દેહવેલડી ભલભલાને પાગલ બનાવવા પૂરતી હતી, તો પછી તેની પાછળ દિવાના બનેલા કવિનું તો પૂછવું જ શું? રાબીઆએ સંકોચ તજી પોતાનો પ્રેમ જાહેર કર્યો. પુષ્પશીલ હસીને બોલ્યો: "પ્રેમ? તમે—આ શું નવી વાત કરો છો? તમારો ને મારો પરસ્પરનો પ્રેમ તો આખું જગત જાણે છે. મારી બધી કવિતાઓમાં મેં તેનું જ વર્ણન ગાયું છે."

રાબીઆ બોલી: "પણ હું તો તમારી સાથે લગ્ન કરવા માગું છું. તમારાં બાળકોની મા થવાના મને કોડ જાગ્યા છે."

કવિ પુષ્પશીલને મોટો આઘાત લાગ્યો હોય, તેમ તેની મુખમુદ્રા ફીકી પડી ગઈ. તેણે બે હાથથી પોતાના કાન ઢાંકી દીધા. રાબીઆ આશ્ચર્યચકિત થઈ તેના હાવભાવ જોઈ રહી. થોડીવાર પછી કવિ બોલ્યો: "હું સૌન્દર્યનો ઉપાસક છું. વસન્ત ઋતુમાં પ્રભાતે પહેલ વહેલું બુલબુલનું ગીત સાંભળવા માટે હું અખંડ રાત જાગરણ કરું છું. પૂર્ણિમાની ચાંદનીમાં દર પૂનમે સ્નાન કરું છું. હું સૌન્દર્યને પૂજું છે, તેનાથી રાચું છું, પણ મારી પૂજા વિલક્ષણ પ્રકારની છે. તમે જાણો છો? હું કદી ફૂલ ચુંટતો નથી. એને હું મોટું પાપ સમજું છું. હું માત્ર પારિજાતકનાં ફૂલ લઉં છું, કારણ કે તે તોડવા પડતાં નથી. તો પછી તમને કેમ પરણી શકું? તમે તો મારાં સૌથી વધારે પૂજ્યમાં પૂજ્ય દેવી છો."

આ ગાંડા કવિની વિચિત્ર દલીલો સાંભળી રાબીઆ મૂઢ

બની ગઈ. તે દિવસ તો તેમની ચર્ચા ત્યાં જ થંભી.

રાબીઆએ પુષ્પશીલને જીતવાનો નિશ્ચય કર્યો હતો. ચાંદની રાત્રે તેણે ફરીથી પુષ્પશીલને બોલાવ્યો. રૂપેરી રાતમાં રાબીઆની આસમાની ઓઢણી ધીરા ધીરા પવન સાથે આછી આછી ઊડતી હતી, વરસાદની માફક પારિજાતકનાં ફૂલ ઝાડ ઉપરથી વરસી રહ્યાં હતાં. તેની સુગન્ધથી વાતાવરણ મ્હેકી રહ્યું હતું. કવિએ આવી હમેશ મુજબ રાબીઆના પગની ધૂળ પોતાને માથે ચઢાવી. રાબીઆએ સ્મિત કરી કહ્યું, “ જુઓ પુષ્પશીલ, તમે ફૂલ નથી ચુંટતા, તેમ મને પરણતા પણ નથી. પણ સાંભળો–હું તો પારિજાતકનું પુષ્પ છું, તમે જોયું છે ને, તે તો તોડયા વગરજ ખરી પડે છે, અને તે તો તમને પણ ગ્રાહ્ય છે. પિતાજીએ મને છેક નાનપણથી પારિજાતકના પુષ્પ તરીકે જ ઊછેરેલી છે. તમે મને નહિ ઉપાડી લો તો હું ધરતી ઉપર પડી, તરત કરમાઈ જઈશ. ”

*

તે પછી થોડા જ વખતમાં આ બે કવિઓનું લગ્ન થયું. રાબીઆના પારિજાતક મંડપની બાજુમાં શહેરના કોટના બુરજનો એક ભાગ અડકેલો હતો. તેના ઉપર રાબીઆએ લગ્નને દિવસે પોતાનું નામ કોતર્યું. તરત જ નીચે પુષ્પશીલે પોતાનું નામ કોતર્યું.

*

રાબીઆ અને પુષ્પશીલના નામવાળા પત્થર ઉપરથી મેં મારી નજર ઉપાડીને જોયું તો સંધ્યા દેવી પોતાનું રહ્યું સહ્યું ઝાંખું તેજ સંકેલી ઓસરી જતી હતી, અને તે જ ક્ષણે બીજની ચન્દ્રલેખા પણ પૃથ્વી ઉપર એક જ સ્મિત કિરણ ફેંકી ચુપકીદીથી આથમી જતી હતી.

# શુદ્ધિપત્રક

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- |
| ૧૫ | **विहगश्रणि** | **विहगश्रेणि** |
| ૨૪ | કલ્પનાયે | કલ્પનાએ |
| ૩૦ | થૂકવી | ચૂકવી |
| ૩૩ | ... ... | વાર્તાને અન્તે 'સાંભળેલી' એમ વાંચવું. |
| ૩૬ | ... ... | વાર્તાને અન્તે "અંગ્રેજી કાવ્યને આધારે," એમ વાંચવું |
| ૫૮ | ... ... | મારું મન ઘેરાઈ ગયું હતું. |
| ૧૦૦ | અજ્ઞાન | અજ્ઞાત |
| ૧૧૧ | બન્નને | બન્નેને |
| ૧૧૮ | ... ... | વાર્તાને અન્તે "સાંભળેલી" એમ વાંચવું |
| ૧૨૦ | આંખ | આંખમાં |
| ૧૩૦ | હિંમત જના | હિંમતજ ના |
| ૧૩૩ | રશ્મિએ | રશ્મિને |

# સૂચિપત્ર

જાન્યુઆરી

[ ફેબ્રુઆરી : ૧૯૪૨ ]




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ.

## સુંદર નવલિકાઓ, નાટકો ને કાવ્યસંગ્રહ

૭૭ ગૃહદાહ ,, ૩—૦—૦
૭૮ દેવદાસ ,, ૧—૦—૦
૭૯ શરદબાબુની બાળ વાતો ,, ૧—૮—૦
૮૦ નિરંજન [મેઘાણી] ૨—૦—૦
૮૧ વેણીનાં ફૂલ ૦—૮—૦
૮૨ કિલ્લોલ ,, ૦—૮—૦
૮૩ પ્રગતિશીલ જાપાન ૧—૦—૦
૮૪ સોરઠ, તારાં વહેતાં પાણી ,, ૨—૮—૦
૮૫ કંકાવટી:મંડળ પહેલું ૦-૧૨-૦
૮૬ ,, બીજું ,, ૦-૧૪-૦
૮૭ અપરાધી ,, ૨—૮—૦
૮૮ શાહજહાં ,, ૧—૦—૦
૮૯ રાણો પ્રતાપ ,, ૧—૮—૦
૯૦ એક તારો ,, (ભજનસંગ્રહ) ૧—૦—૦
૯૧ વેવિશાળ ,, ૧—૪—૦
૯૨ ચૂંદડી ભા. પહેલો ૦-૧૦-૦
૯૩ ,, બીજો ,, ૦-૧૨-૦
૯૪ લોક સાહિત્ય ,, ૨—૦—૦
૯૫ રસધાર ભાગ ત્રીજો ,, ૨-૦-૦
૯૬ રસધાર ભાગ ચોથો ૨—૦—૦
૯૭ જેલ ઑફીસની બારી ૧—૮—૦
૯૮ રઢિયાળી રાત ,, ભાગ પહેલો ૧—૦—૦
૯૯ રઢિયાળી રાત ભાગ બીજો ૧—૮—૦
ર. રાત ,, ત્રીજો ૧-૧૦-૦
૧૦૦ રઢિયાળી રાત ભા. ૪ ૧—૮—૦
૧૦૧ હરીન્દ્રનાં બે નાટકો ૦—૭—૦
૧૦૨ કર્મભૂમિ ભાગ ૧ ૨—૦—૦
૧૦૩ કર્મભૂમિ ભાગ ૨ ૨—૮—૦
૧૦૪ સંગીતમાર્ગદર્શિકા ૦—૬—૦
૧૦૫ સંગીતવિનોદ ૦-૧૦-૦
૧૦૬ વિદ્યાર્થી અને યુવકોને ૦—૪—૦

### રાષ્ટ્રિય સાહિત્ય

૧૦૭ મોહાવેરો ભા. ૧-૨ ૦—૩—૦
૧૦૮ રંગદ્વેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન] બે ભાગમાં [સચિત્ર] ૫—૦—૦
૧૦૯ આખરી ફેંસલો ભા.૧—૨—૩—૪
પાકું પૂંઠું [મહાત્માજી] ૬—૪—૦
કાચું પૂંઠું ૫—૦—૦
૧૧૦ અર્ધે રસ્તે (મુનશી) ૩—૦—૦
૧૧૧ સંપૂર્ણ દારૂનિષેધ,, ૦—૮—૦
૧૧૨ હરિજન ભાગવત ,, પાકું ૧—૦—૦
૧૧૩ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

## ગુજરાતનું ગ્રંથસ્થ વાઙ્મય વગેરે

૧૭૦ સંસ્કૃતિનાં વ્હેણુ ૧-૧૨-૦
૧૭૧ સ્વૈરવિહાર ભા. ૨ ૧–૪–૦
૧૭૨ શેષનાં કાવ્યો ,, ૨–૦–૦
૧૭૩ વિવેચના ૨–૮–૦
[વિ. ત્રિવેદી]
૧૭૪ અર્ચન : કાવ્ય-સંગ્રહ ૨–૦–૦
૧૭૫ મહાસભાના પ્રમુખો ૧–૦–૦
૧૭૬ સ્વપ્નની છાયા ૧–૪–૦
૧૭૭ ઝુમણું (જોધાણી) ૦-૧૨-૦
૧૭૮ બાલવાડી(દીવેટિયા)૦–૮–૦
૧૭૯ નવરંગી બાળકો,, ૦–૪–૦
૧૮૦ આ. કલેકટર ,, ૨–૮–૦
૧૮૧ રાસમાલિની ૧–૪–૦
૧૮૨ રૂપાની ગાય [નાટકો]૦–૮–૦
૧૮૩ માથાનું દાન ,, ૦–૮–૦
૧૮૪ દિલારામ [અનુ૦ માણેકલાલ જોશી] ૧–૮–૦
૧૮૫ પ્રેમળ જ્યોતિ ૧–૮–૦
૧૮૬ પ્રલયમૂર્તિ [શ્રી. મોહનલાલ ધામી] ૧-૧૨-૦
૧૮૭ કાળની ચક્કી ,, ૧–૦–૦
૧૮૮ પરિચારિકા ૧–૪–૦
૧૮૯ જીવનસંગીત : સચિત્ર [ડૉ. હરિપ્રસાદ દેશાઇ] ૨–૦–૦
૧૯૦ ખોવાયેલા તારા [ડીકુભાઈ દેશાઈ] ૧–૮–૦
૧૯૧ દેવકથાઓ ૦–૬–૦
૧૯૨ નર્મદનું ગદ્ય મંદિર ૨–૮–૦
૧૯૩ ગુજરાતનું પાટનગર ૬–૦–૦
૧૯૪ નર્મદનું મંદિર-પદ્ય ૧–૮–૦
૧૯૫ ખંભાતનો ઈતિહાસ ૪–૮–૦
૧૯૬ ગ્રંથસ્થ વાઙ્મય
૧૯૩૩–૩૪ ૦-૧૨-૦
૧૯૩૪–૩૫ ૦-૧૨-૦
૧૯૩૫–૩૬ (નથી મળતું)
૧૯૩૬–૩૭ ૦-૧૨-૦
૧૯૩૭–૩૮ ૦-૧૨-૦
૧૯૩૮–૩૯ ૦-૧૨-૦
૧૯૩૯–૪૦ ૧–૮–૦
૧૯૪૦–૪૧ ૧–૮–૦
૧૯૭ જૌહર [ધીરજલાલ ધ. શાહ] ૦–૬–૦
૧૯૮ હિંદનાં વિદ્યાપીઠો [રતિલાલ ત્રિવેદી] ૧–૮–૦
૧૯૯ વિલોચના(સુ.વ.શાહ)૩-૦-૦
૨૦૦ ખાંડાના ખેલ (અડાલજા) ૩–૦–૦

# વિદ્યાર્થી વાચનમાળા

**દશે શ્રેણીના એક સાથે ગ્રાહક થનારને**

**રૂ. ૧૭-૮-૦ પોસ્ટેજ જુદું**

**પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, અમદાવાદ.**

| ચોથી શ્રેણી ૨-૦-૦ | પાંચમી શ્રેણી ૨-૪-૦ [સચિત્ર] | છઠ્ઠી શ્રેણી ૨-૦-૦ |
|---|---|---|
| ૬૧ શ્રી ગજાનન | ૮૧ પાર્વતી | ૧૦૧ મહાદેવી સીતા |
| ૬૨ શ્રી કાર્તિકેય | ૮૨ શ્રી શંકરાચાર્ય | ૧૦૨ નાગાર્જુન |
| ૬૩ ચંદ્રહાસ | ૮૩ શ્રીમદ્વલ્લભાચાર્ય | ૧૦૩ મેવાડનીવીરાંગનાઓ |
| ૬૪ ભક્ત સુધન્વા | ૮૪ શ્રી માધવાચાર્ય | ૧૦૪ વીર વનરાજ |
| ૬૫ શ્રી હર્ષ | ૮૫ શ્રી રામાનુજાચાર્ય | ૧૦૫ હૈદરઅલી |
| ૬૬ રસકવિ જગન્નાથ | ૮૬ મહારાજા કુમારપાળ | ૧૦૬ મહાકવિ પ્રેમાનંદ |
| ૬૭ ભક્ત નામદેવ | ૮૭ ગુરુ ગોવિંદસિંહ | ૧૦૭ સર ટી. માધવરાવ |
| ૬૮ શ્રી હેમચંદ્રાચાર્ય | ૮૮ રણજીતસિંહ | ૧૦૮ જામ રણજીત |
| ૬૯ છત્રપતિ શિવાજી | ૮૯ મહારાણી લક્ષ્મીબાઈ | ૧૦૯ ઝંડુ ભટ્ટજી |
| ૭૦ સમર્થસ્વામી રામદાસ | ૯૦ શ્રી કેશવચંદ્રસેન | ૧૧૦ શિલ્પી કરમારકર |
| ૭૧ ચાંદબીબી | ૯૧ શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ૧૧૧ કવિ દલપતરામ |
| ૭૨ ગુરુ નાનક | ૯૨ મહાદેવ ગોવિંદ રાનડે | ૧૧૨ સ્વ. હાજીમહમદ |
| ૭૩ મહાત્મા કબીર | ૯૩ દાદાભાઈ નવરોજી | ૧૧૩ વીર લધાભા |
| ૭૪ ગૌરાંગ મહાપ્રભુ | ૯૪ શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે | ૧૧૪ સૌંદર્યધામ કાશ્મીર |
| ૭૫ લાલા લજપતરાય | ૯૫ સ્વામી શ્રદ્ધાનંદજી | ૧૧૫ નૈનિતાલ |
| ૭૬ ચિત્તરંજનદાસ | ૯૬ શ્રી ગોવર્ધનરામ | ૧૧૬ ગિરનાર |
| ૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર | ૯૭ શ્રી જવાહરલાલ નેહરુ | ૧૧૭ દ્વારકા |
| ૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી | ૯૮ શ્રી સુભાષચંદ્ર બોઝ | ૧૧૮ પાટનગર દિલ્હી |
| ૭૯ શ્રી વિજયધર્મસૂરિ | ૯૯ શ્રી સેનગુપ્તા | ૧૧૯ મ્હેસુર |
| ૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ | ૧૦૦ તારામંડળ | ૧૨૦ તાજમહાલ |

## સાતમી શ્રેણી

૨—૦—૦

૧૨૧ શ્રી ઋષભદેવ
૧૨૨ ગોરક્ષનાથ
૧૨૩ વીર કુણાલ
૧૨૪ અકબરશાહ
૧૨૫ મહામંત્રી મુંજાલ
૧૨૬ કવિ દયારામ
૧૨૭ જયકૃષ્ણ ઇંદ્રજી
૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ
૧૨૯ મહાવીરપ્રસાદદ્વિવેદી
૧૩૦ મહાકવિ નાનાલાલ
૧૩૧ પ્રો. રામમૂર્તિ
૧૩૨ અબ્દુલગફારખાન
૧૩૩ સોરઠી સંતો
૧૩૪ નેપાલ
૧૩૫ મહાબળેશ્વર
૧૩૬ અમરનાથ
૧૩૭ બદ્રિકેદારનાથ
૧૩૮ કલકત્તા
૧૩૯ પાટણ
૧૪૦ અનુપમ ઇલુરા

## આઠમી શ્રેણી

૨—૦—૦

૧૪૧ ગુરુ દત્તાત્રય
૧૪૨ ઉદયન–વત્સરાજ
૧૪૩ મહાત્મા આનંદઘન
૧૪૪ વસ્તુપાલ–તેજપાલ
૧૪૫ સામળભટ્ટ
૧૪૬ કવિ નર્મદ
૧૪૭ વીર સાવરકર
૧૪૮ જમશેદજી ટાટા
૧૪૯ કવિ કલાપી
૧૫૦ પ્રો. સી. વી. રામન
૧૫૧ શાહસોદાગર જમાલ
૧૫૨ શિલોંગ
૧૫૩ શ્રીમતી કસ્તુરબા
૧૫૪ દાર્જીલીંગ
૧૫૫ ઉટાકામંડ
૧૫૬ જગન્નાથપુરી
૧૫૭ કાશી
૧૫૮ જયપુર
૧૫૯ હૈદ્રાબાદ
૧૬૦ કાવેરીના જળધોધ

## નવમી શ્રેણી

૨—૦—૦

૧૬૧ શ્રી જ્ઞાનદેવ
૧૬૨ શ્રી સિદ્ધસેનદિવાકર
૧૬૩ ઉપા. યશોવિજયજી
૧૬૪ વીર બાલાજી
૧૬૫ નાના ફડનવીસ
૧૬૬ શ્રીદ્વિજેન્દ્રલાલ રોય
૧૬૭ રાજારામમોહનરાય
૧૬૮ શ્રી અમૃતલાલઠક્કર
૧૬૯ પં. વિષ્ણુદિગંબર
૧૭૦ શ્રીરામાનંદચેટરજી
૧૭૧ ભગવાનલાલ ઇન્દ્રજી
૧૭૨ શ્રી પ્રફુલચન્દ્ર રોય
૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ
૧૭૪ શ્રીરાજગોપાલાચારી
૧૭૫ પાવાગઢ
૧૭૬ રામેશ્વર
૧૭૭ તારંગા
૧૭૮ મુંબઈ
૧૭૯ આબુ
૧૮૦ અજંટાની ગુફાઓ

## દશમી શ્રેણી [સચિત્ર] ૨—૦—૦

૧૮૧ શ્રી એકનાથ
૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર
૧૮૩ અશો જરથુસ્ત
૧૮૪ અહલ્યાબાઈ
૧૮૫ ડૉ. અન્સારી
૧૮૬ શ્રી રમેશચંદ્રદત્ત
૧૮૭ વિજયાલક્ષ્મી પંડિત
૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ
૧૮૯ સંતકવિ પઢિયાર
૧૯૦ ચિત્રકાર રવિવર્મા
૧૯૧ શ્રી શરદબાબુ
૧૯૨ સોરઠના બહારવટિયા
૧૯૩ મોતીભાઈ અમીન
૧૯૪ આબુ
૧૯૫ શત્રુંજય
૧૯૬ ગોમટેશ્વર
૧૯૭ અમદાવાદ
૧૯૮ લખનૌ
૧૯૯ વડોદરા
૨૦૦ ગીરનાં જંગલો